શ્રી સત્ય ગુરવે નમઃ   સનાતન ધર્મ સત્ય પંથ.

## પ્રત્યક્ષ પ્રભુ (ગુરૂ) દર્શન.

મુકતી દુનિયાને સ્થિરપદ,

મુકત જીવોને સીધી સત્ય સડક.

## —વિદેહ મુકત પારખપદ—

# ગુરૂગમ ગીતા

સત્ય નામની કથા તથા સંઝાપાઠ.


લેખક : સૌ સંતનાં ચરણરજ

સંત મયાદાસ ગુરૂશ્રી દામોદર સાહેબ

ગામ જંબુસર



પ્રકાશક

સેવક અંબાલાલ શંકરભાઇ પટેલ

સેવક મકનભાઇ ભગીદાસ પટેલ

ગામ : ડાંગરવા

સન ૨૦૦૮   આવૃત્તિ પહેલી   સંવત ૧૯૮૭

કીં આઠ આના

સત્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ. રે. પાનકોર નાકા-અમદાવાદ.

પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપી.

# અનુક્રમણિકા.

શ્રી સત્ય ગુરૂવે નમઃ સનાતન ધર્મ સત્ય પંથ.

પ્રત્યક્ષ પ્રભુ (ગુરૂ) દર્શન,

મુકતી દુનિયાને સ્થિરપદ,

મુકત જીવોને સાચી સત્ય સડક.

# —વિદેહ મુકત પારખપદ—

# ગુરૂગમ ગીતા

## સત્ય નામની કથા તથા સંઝાપાઠ.


લેખક : સા સંતનકે ચરણરજ

સંત મયાદાસ ગુરૂશ્રી દામોદર સાહેબ

ગામ જંબુસર



પ્રકાશક:

સેવક અંબાલાલ શંકરભાઇ પટેલ

સેવક મકનભાઇ કાળીદાસ પટેલ

ગામ : કરવણ

પ્રત ૨૦૦૦ આવૃત્તિ પહેલી સંવત ૧૯૮૭

કીં. આઠ આના

ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ. ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપી.

આ ફોટાની હકીકત—ડાબા હાથનું ચીન્હ જણાવે છે કે, હે જગત જીવો આપણે અનેકો દેહો ધરી ધરી, અંતે તે દેહો આ નીચે–પૃથ્વીમાં વારંવાર સમાઇ ગઈ. જમણા હાથનું ચીન્હ પુસ્તક લઇ બતાવે છે. કે, સત્ય સાહેબ સામ્રથ સત્ય ગુરૂ કબીર સાહેબ, જીવોને સત્ય ઉપદેશ આપે છે, તે સત્ય ઉપદેશ આપ ગ્રહણ કરો, પારખ પદ પર સ્થિર રહો; જેથી મર્ણ જન્મ રૂપ કષ્ટથી બચી શકાય છે.

( ભજન વૈરાગપર )

ભાઇ મારો સાથીડો રીસાણોરે, એને કોણ મનાવા જાય. (ટેક).
કાચી માટીનો ઘાટ ઘડુલો, તે પણ ફુટી જાય.
પરદેશીની પ્રીતડી તે, પળમાં તુટી જાય. (ભાઇ મારો૦)
પીંજરમાંથી પોપટ હાલ્યો, પીંજર ઝોલા ખાય,
સરખી મલી સાહેલડી. કાંઈ અવળા મંગલ ગાય. (ભાઇ)
પાંચ તત્વકો પીયુ હમારો. તે છોડયો કેમ જાય,
જ્ઞાન ગરીબી હૃદય ધરીલે, થનાર હોય તે થાય. (ભાઈ)
સદગુરૂકા સુમર્ણ કરીલે, હૃદય કમલ સુદ્ધ થાય,
કહે કબીર સુનો ભાઇ સાધુ, તે પરમપદ પાય. (ભાઈ)

અર્થ)—સાથીડો=મન=તન, પરદેશી પીંજર—દેહ.

પોપટ=ચૈતન્ય, સાહેલડી=માતા, બેન, સાળી, પત્ની વીગેરે રડનાર. મરણ પછી દેહને બાંધીને સ્મસાનમાં સગાંવહાલાઓ લઇ જાય છે. જેમ ચોરને દોરડાં વડે બાંધે તેમ તેના મુડદાને મુજનાં દોરડાં વડે બાંધી લઇ ચાલે છે, સગાંવહાલાં સ્વાર્થને માટે રડે છે.

સંત મયાદાસ ગુરૂશ્રી દામોદર સાહેબ. મુ. જંબુસર. જીલ્લે ભરૂચ



# (ગ્રંથ શરૂઆતમાં શ્રીગુરૂદેવને પ્રાર્થના)

વારંવાર કરજોરી કે, વીનય કરૂં અપાર;
સાધુ સંગ મોહી દેવો નીત્ય, પરમ ગુરૂ દાતાર.
કૃપા સીંધુ સામ્રથ ગુરૂ, જ્ઞાન તણાં દાતાર,
સંત પારખી હો સત્યગુરૂ, તુમ મોરી કરો આધાર.
વારંવાર બલી જાઉં મેં, તનમન વારૂં ચરણપર,
સત્ય ગુરૂ સત્ય કબીર, મહેર કરો ગુરૂ કૃપા સીંધુ.
ધન્ય દામોદર ગુરૂ દેવ, દયા સીંધુ સામ્રથ ગુરૂ,
દિન આધિન યહ દાસ, તુમ સરણ હમ આયેક.
ગુરૂ રાખો મોરી લાજ, દાસ પડ્યો તુમ ચરણમેં,
મયાદાસ કરે અરજ, સુદ્ધ ચૈતન્ય ગુરૂ દયાલુ હો.

ગુરૂપદ પંકજ પૂજતા ચૌદ લોક પૂજાય
સિવ વિરંચી શારદા ગુરૂના ગુણ સૌ ગાય

---

श्लोक–न गुरोरधिकं तत्वं, । न गुरो रधिकं तपः ॥
गुरु ज्ञानात्परं नास्ति । तस्मै श्री गुरुवे नमः ॥

---

( સુચના ) દષ્ટિગોચર કંઇ જગાએ ટાઇપની ભૂલ ચુક રહી હોય તો વાંચક વર્ગ સુધારી વાંચશો ( એ વિનંતિ)

इदं तीर्थ मिदं तीर्थं, भ्रमती तामसा जना ।
आत्म तीर्थ न जानंति कथं मोक्ष श्रृणु प्रिय ॥

( કપીલ—ગીતા )

અર્થ—મહાદેવજી પાર્વતી પ્રતે કહે છે કે હે પાર્વતી એહ તીર્થ છે. તે તીર્થ છે એમ ભયભીત ભર્મ ચક્કરમાં અજ્ઞાની જનો તીર્થાટનમાં જહાં તહાં ભર્મરૂપ ભુલમાં ભટકાઇ મરે છે. કેમકે તેહ મનુષ્ય અપના જીવ રૂપ (આત્મારૂપ) તીર્થને જાણે નહીં. તેથી જહાં તહાં અનેકો ઇશ્વરની માનંદિ રૂપ વાણીમાં ભટકાઈ વાણીરૂપ પાણીમાં બુડે છે. ( આત્મ-તીર્થ કહીયે સ્વ-સ્વરૂપ સ્વયંપદ ચૈતન્યપદ. સ્વત)

देहो देवालय प्रोक्तः सजीवः केवलः शिवः ॥
त्यजेदज्ञान निर्माल्यं सोऽहं भावेन पूजयेत् ॥

(અર્થ) યહ દેહ છે. તે દેહમંદિરમાં દેવ ચૈતન્ય છે. તેજ શિવ છે. તે ચૈતન્યનીજ સેવા કરો. ( પૂજા કરો ) અને અજ્ઞાન જડ ભાવનાકા ત્યાગ કરો, સોહંમ કહીએ સ્વ સ્વરૂપ નિજ સત્ય સ્વરૂપ ચૈતન્ય તે સોહંમ જાણો.

न रणे विजयाच्छूरो ऽध्ययनान्वच पंडितः ॥
न वक्ता वाक्य दुत्वेन न दाताचार्य दानतः ॥

(અર્થ) રણમાં જય મલવાથી સુર નહીં હોતે અને

શાસ્ત્ર પઢનેસે પંડિત નહીં હોતે વાણીની ચતુરાઇથી વક્તા નહીં હોતે ધનકે દાન કરનેશે દાતાર નહીં હોતે.

इन्द्रियाणां ज्ये सूरो धर्मचरति पंडितः ॥
हित प्रायोक्ति भिर्वक्ता दाता सन्मान दानतः ॥

(અર્થ) ઇન્દ્રિઓને જીતવાથી સુરવીર કહાવે છે ધર્મ સત્યપંથ સત્ય પારખ જ્ઞાન દ્રઢાવનાર સત્ય પંડિત કહાવે છે, નિરસ્વાર્થી પણાને જો વાક્ય બોલે છે તે નિર્પક્ષ અનુમાન રહિત પ્રત્યક્ષ પ્રમાણ તે સત્ય ચૈતન્ય એજ પ્રમાણે જે ગુરૂ સીદ્ધાન્ત બતાવનાર એજ સત્ય વક્તા સંત છે. બીજાઓનું સન્માન કરે છે. આપણે પ્રત્યેનું બીલકુલ માન નહીં રાખનાર તે નિરઅભિ માની નીસપ્રેહી નિર આસાશે વ્રતમાન કરનાર સર્વ જીવો પર સમદષ્ટિ સમભાવ રાખનાર તે સત્ય દાતાર છે (પ્રમાણ)

જ્ઞાન બડા ગુરૂ દેવહે, મતી બુદ્ધિ બડા મહંત:
સમ દ્રષ્ટિ સમ ભાવના, સકલ શિરોમણી સંત.

तावदेव निरोद्धव्यं, यावध्हृदि गतं क्षयम् ॥
ए तजज्ञानं चं, मोक्षश्च हयतोऽन्यो ग्रन्थ विस्तरः ॥

(અર્થ) મનકે નાસ હો જાનેકા નામહી જ્ઞાન અને મોક્ષભી હે અને મનકો નિરોધ કરના, દુસરા સર્વ ગ્રંથ વાણી વીલાસ વીસ્તાર માત્રહી હે—(સત્યસંગથી જ્ઞાન હોય છે).

હે શિષ્ય મનકો પ્રથમ સુદ્ધ કરનેકા ઉપાય કરવો, મનકી સુદ્ધી વિના મનુષ્યકો સુખ નહીં હોતા જો મનકી સુદ્ધીશે

રહિત જે મનુષ્ય છે. વહી અજ્ઞાની મુરખ છે, વહ મનુષ્યકો પોતાના નિજ સ્વસ્વરૂપકા જ્ઞાન નથી સોઈ મહા ભર્મ ચક્કરમાં ગોથા ખાયા કરે છે.

(મન નિરોધ કરનેકા ઊપાય) )મન કહીએ બ્રહ્મ) મન કહીયે જો ચૈતન્યકી સ્ફુર્ણા, સ્ફુર્ણા તાકા નામ મન. એ સ્ફુર્ણાકો પોતાના અંદર સમાવવો એટલે જેમ જલ અંદરથી તરંગો–લ્હેર ઉપડતી હોય તેવી રીતે ચૈતન્ય હોય તેની લ્હેર નામ મન જેવી જલની લ્હેર જલમાં સમાય, તેમ ચૈતન્યની લ્હેર મન તે મન ચૈતન્યમાંજ સમાવવું, ચીતવૃત્તિ સુદ્ધ કરી. ચીત રોકવાથી મન રોકાય છે.

(ગુરૂમુખ) જીવ (ચૈતન્ય) પ્રતિબિંબ નથી. આપ સ્વતંત્ર છે. સ્વયં અનાદિ છે. કોઇનો લાવ્યો આવેલો નથી. કોઇનો કાઢયો જાય નહીં. (પ્રમાણ)

स्वयं कर्म करोत्यात्मा, स्वयं तत्फल मस्नुते ॥
स्वयं व्रजती संसारे, स्वयं मोक्षं य गच्छति ॥

( દોહા–ટીકારૂપ )

જીવ કર્મ આપૈ કરે, આપે તેહી ફલ ભુક્ત.
આપ રમત સંસારમે, આપે તીહીતે મુક્ત

( જીવ આપ સ્વયં સતંતર છે. અપની સૃષ્ટિ આપહિ કર્તા આપે કર્તા અને આપે ભોગ્તા એ સીદ્ધાન્ત સુકદેવ મુની ( ગ્રંથ સુક્તાવલી સહીતા. ) અ૦ ૭—શ્લોક ૩

અનુમાન ઇશ્વર માની તે માન્યતાની માનંદિરૂપ વાણીમાં ફસાઈ અંતે ચૌરાસી આદિ કષ્ટસહન કરે છે, કોઈ મીથ્યાવાદિ કહે છે કે બ્રહ્મ એક બિમ્બ છે. તાકો ઘટ ઉપાધિ સહીત સર્વ જીવો તેના પ્રતિબિમ્બરૂપ છે. પરંતુ તે બ્રહ્મવાદિનું કહેવું અને તે માનવાપણું તદન ખોટું છે. જો જીવને પ્રતિબિમ્બ કહે તો પ્રતિબિમ્બને દુઃખ સુખકા જ્ઞાન કભુ હોયજ નહીં, અને જીવકો તો સુખ દુઃખકા જ્ઞાન હોય છે. તે કારણથી જીવ પ્રતિબિમ્બ નથી, પ્રતિબિમ્બ કહીયે બ્રહ્મ. કારણકે જીવ તો બ્રહ્મકા પ્રતિપાદન કરે છે, બ્રહ્મશે જીવકા પ્રતિપાદન હોતા નહીં, બ્રહ્મતો જીવકા પ્રતિબિમ્બ. જેમ દેહવડે દેહકી છાયાકા જ્ઞાન હોય છે. પરંતુ છાયાશે દેહકા જ્ઞાન કભુ હોયજ નહીં તદ્વત જીવશે બ્રહ્મકા જ્ઞાન માલુમ હોય છે. પરંતુ બ્રહ્મશે જીવકા જ્ઞાન કભુ હોયજ નહીં, બ્રહ્મ તો જીવકા પ્રતિબિમ્બ, ઠહેરા, પરંતુ જેતી દેહ તેતે જીવ સર્વકી સ્વજાતિ એક છે, પરંતુ પૃથક પૃથક રહે છે. જો પારખપદમાં સમજમાં એક સ્વજાતી છે જીવનમુક્ત દશામાં પારખપદમાં જ્યાં સુધી છઠ્ઠી ભુમિકા દયા, ક્ષમા સત્ય, ધિરજ વિચારાદિ પક્કી દેહ છે તે મનુષ્યરૂપજ છે. પરંતુ ત્યાં છઠ્ઠી દેહ ભુમિકામાં ભુલવાપણાનો ભય રહે છે, પરંતુ સાતમી વિદેહ મુક્ત ભુમિકા જો કોઈ પાવે તેને કોઇપણ બાદ રહેતી નથી, તે સાતમી વિદેહમુક્ત ભુમિકા વીષે પહોંચનાર કોઇ વીરલાજ પુરા સત્ય ગુરૂના શરણે થનાર હોય છે. ( યે અભિપ્રાય )

( સાખી ) પુરા સાહેબ સેવીએ, સબ વીધી પુરા હોય.
ઓછે નેહ લગાવતા, મુળહી આવે ખોય.

( છઠ્ઠી ભુમિકા°પારખી હંસ, તે ભુમિકાપર રહીને સાતમી વિદેહ મુક્તિકી રહેણી લેવી. )

( મહાન પુરૂષો જગતમાં કહેવાયા, બડેબડે ગોરખ મછંદર શિવ. બ્રહ્મા વિષ્ણુ કોઇ યોગમેં માતે, કોઇ જ્ઞાનમેં માતે કોઇ. ભક્તિમાં માતે પરંતુ સ્વયંઅનાદિપદ, તે ગુરૂપદ સાતમી. વિદેહ મુક્તિ સાતમે પગથીએ, ચડનાર કોઇકજ હોય. કોઈ પહેલેમે ગબડે કોઇ બીજેમે કોઇ, ત્રીજેમે કોઇ ચોથેમે કોઇ. પાંચમે કોઈ છઠે છ સુધી તો ઘણાક પહોચે ત્યાંથી સાતમી ભુમિ. નજદિકછે પરંતુ વિચારમાન સત્ય પારખી, સંત મલ્યા વગર ઘણાક ગબડી મુવા અપણી અપણી માનંદિરૂપ હુંકારમાં ફેર ગર્ભવાસમાં અનેક કષ્ટ સેવે છે પરંતુ કોઇ નિરઅભિમાની સંત વિચારમાન. કી પાસ કોઇ ગયે તોકો તુરત ભર્મચક્રમાંથી બચાવી સાતમી. વિદેહ મુક્તિ માર્ગ કો પરખાવે છે. ( સાતમી જે વિદેહ મુક્તીમાં જે જે ચૈતન્યો પહોંચે છે તે સ્વયં સતંતર છે ત્યાંની ભુમિકા અચલ અભય નિસંક ત્યાં નહીં ગુરૂભાવ ત્યાં નહીં. શીષ્ય-ભાવ કછુ બંધણ નહીં, અપને અપને સ્વયંપદ સ્વયં પ્રકાશ-માં સ્થિર સ્વયંસ્વરૂપ.( પ્રમાણ ) બીજક ગ્રંથમાં પહેલી સાખી.
( છઠ્ઠી તુમ્હારી હો જગા ) હો નામ હુંકાર.

પારખ પ્રકાશ કબીર ગુરૂ, દીન બન્ધુ નિરધાર;
બન્દી છોર દયાલ અતિ, સબ દુઃખ મેટનહાર.

( છંદ. )

સ્વયં સ્વરૂપ કબીર સાહેબ, પારખ દ્રષ્ટિ પ્રકાશિકં.
દયા, ધીરજ, ઉદાર, દાતા, નિર્ણય વચન સત્યં બોધીતં.
ગુણ ઔ ગુણ જડ ચૈતન સબ, ભેદ લક્ષ દિખાવનં.
બીજ વૃક્ષ જગ બ્રહ્મ વિલસે, કસર ધોખ મિટાવનં.
ઑાઇ ગૅાસિ ગુરૂવાઈ સબકી સહજ દયા કરી બોધીતં.
દીનજન ગુરૂ જાની આપન, કર્મ ભર્મ સબ છેદિતં.
નાદ, બિન્દ, કલા, ખાની, બાની, સત્ય ન્યાય પરખાવનં.
પિણ્ડ બ્રહ્માણ્ડ સબ આસમેટિ, નિર્મલ દ્રષ્ટિ કરાવનં.

( ભજન—રાગ ધોળ )

ભજન. કરી લ્યો જીવરામ ભઇ, વારે વારે અવશાર આવશે નહીં.
સત્ય પરખી લ્યો જીવરામ ભઈ, વારે વારે અવશાર. આવશે નહીં,
સત્ય સંગતમાં સંતે કહી, વારેવારે અવશાર આવશે નહી ( ટેક )
મોહ, છોડો તારે મોક્ષ થઇએ, મન માયાવી ફોજો ગઈ ( વારે )
ભાવ સહીત સેવો સંતોને, સંત સાહેબમાં ભેદ નહીં કંઈ (વારે)
સંત. મલ્યા જેને પારખી સાચા, તેની ભર્મણા સર્વ ગઇ, (વારે)
પ્રભુવશે તારા હરદમ પાશે, દયાક્ષમા જ્યાં સત્ય છે સહી, (વારે)
ગુરૂપ્રભુમાં ભેદ નહીં જાણો, આત્માથી ન્યારો સોધીશ કંઈ. (વારે)
જેની સતાથી દેહ રહ્યો છે, પળપળ નીરખો ઘટની મહીં. (વારે)

સર્વ જીવોપર દયા રાખીને, સત્ય કાર્યમાં નીસદિન રહી. (વારે)
ભ્રમર ગુફામાં ચૈતન્ય બિરાજે, જ્ઞાન ચક્ષુયે દેખોને ભઇ. (વારે)
સકલતીર્થ સંતોને ચરણે, કાસી કાવેરી ગંગાને મહી. (વારે)
કહે મયાદાસ સત્ય ગુરૂપ્રતાપે, સર્વ સંતોએ પરખી લઈ. (વારે)

( ભજન–વૈરાગ્યપર )

જાવું છે જરૂર તારે જાવુ છે જરૂર મોંઘો મનખો
મેલીને એક દિન જાવું છે. જરૂર (ટેક)
કાયાની વાડી તારે, બાગ બગીચો હંસા.
રહે છે નહીં ને. થાશે ધુળ. (મોંઘો)
માતાને પિતા તારે, કુટુંબ કબીલો હંસા.
સાથે ના આવે, રહે છે દુર. (મોંઘો)
સગાને સબંધિ તારાં, સ્વાર્થી જાણો હંસા.
તજીને જાવું છે, મન મગરૂર. (મોંઘો)
કહે મયાદાસ સત્ય, ગુરૂને પ્રતાપે હંસા
સત્ય પારખે, ઉતરો પુર. (મોંઘો)

( સંત શ્રી. મયાદાસ સાહેબનુ જીવન વ્રતાન્ત )

સત્ય સંગપુર ગામ વસે જ્યાં, મયાદાસ ત્યાંના રહેવાસી.
સત્યગુરૂ કબીર સાહેબના દર્શન, કરવા અંતરમાં આસી. (૧)
ગુરૂ આજ્ઞા લઇ ચાલ્યા વનમાં, કબીર વડે મુકામ કર્યો
પંદર દિવસ ધ્યાન શ્રી ગુરૂનુ, એક ચીતે અંતરે ધર્યો. (૨)
સત્યગુરૂ શ્રી કબીર સાહેબે, અંતરે જ્ઞાન પ્રકાશ કિધો.

ગુરૂપદનો સત્ય મારગ પારખ, તે દિવસથી સત્ય સીધો (૩)
સંવત ઓગણી છોતેર સાલે, ગુરૂગમ કુંચી પરખાવી.
સંતગુરૂ દામોદર સાહેબ, સાર શબ્દ દિયા ઓળખાવી. (૪)
કબીર વડ ભુમિ છે સતસંગ, મનુષ્યજન્મનો છે મોખો.
પરખી જગ્ત વાસના તજીને, ટાળો જન્મમરણ ધોખો. (૫)
અંતર જામી સતગુરૂસાચા, સનાતનથી છે સ્વામી.
જાણે વીરલા હુંસ જે ગુરૂપદ, પુરણ પદ જે કોઇ પામી (૬)
મળીયા સતગુરૂ સાચા સાહેબ, ખોટ કસર કછુ ના રાખી.
ગુરૂપદ સત્ય ભુમિ પરખવા, વાંચો એકશોસોળ સાખી (૭)
સમજો ચૈતન્ય સ્વયં અનાદિ, કબીર સાહેબના પ્રમાણા
તત્વયુક્તનિજ બોધ વિવેકમે, વાંચો અગિઆરમેં પાના. (૮)
સુદ્ધ ચૈતન્ય તે મોક્ષ સમજજો, જવા આવવાનું છે નાહીં.
ગ્રંથ બીજકમાં ટીકા વાંચો, એકસો સતરી સાખી માહીં. (૯)
ગુરૂ પ્રતાપે દાસ કહે છે, સર્વ સંતોને બંદગી મ્હારી.
મયાદાસ સત્ય વિનંતિ કરે છે, પળપળ ગુરૂને બલિહારિ.(૧૦)

(ભાવાર્થ) બીજક ગ્રંથમાં સંત પુરન સાહેબની ટિકામાં સાખી (૧૩૯) અને સાખી (૧૧૬) અને સંત કાસી સાહેબના બનાવેલા ગ્રંથ (તત્વયુક્ત નિજબોધ વિવેક) માં પાને (૧૧) માં જરૂર વાંચો.

**(સબ્દ બીજકગ્રંથ શબ્દ ૮૩) (ગુરૂમુખ)**

ભુલા બે અહમક નાદાના, જિન્હે હરદમ રામહિના જાના (ટેક)
બરબસ આનિકે ગાય પછારી, ગરા કાટિ જીવ આપુલિયા.

જીયત જીમુરદ્દા કરિડારે, તિસકો કહત હલાલ હુવા (ભૂલા)
જાહિ માસુકો પાક કહતહો, તાકિ ઉત્પતિ સુન ભાઇ.
રજ બીરજસે માસ ઉપાની, સો માસ ના પાકિતુમ ખાઇ (ભૂલા)
અપની દેખિકહત નહિ અહમક, કહત હમારે બડન કિયા.
ઉસકી ખુન તુમ્હારી ગર્દન, જીન્હ તુમકો ઉપદેશ દિયા. (ભૂલા)
સ્યાહી ગઇ સફેદીઆઈ, દિલ સફેદ અજહું ન હુવા.
રોજા બંગ નિમાજ કયાકિજે, હુજરે ભીતર પૈઠિમુવા (ભૂલા)
પંડિત વેદ પુરાણ પઢેસબ, મૂસલમાન કુરાના.

કહહિં કબીર દોઉ ગયે **નર્કમેં,**
જિન્હ હરદમ **રામહિં નાજાના.** (ભૂલા)

(અર્થ સપસ્ટ છે) જો ઘટઘટ આત્મારામ નહીં જાણતા ઓ જીવોકો વધ કરતે સોઇ નર્કહીમાં ચૌરાશી યોનીમાં અનંત કષ્ટકો સહે છે.

## (રેખતો)

મુસલમાન પરમાણ સાંઇ સબ ઘટઘટમાં દેખા.
રહેમ નજરસેં રહો, દુજા નહીં પેખા.
છોટા મોટા જીવ સબ, સાંઈ સમાના.
એ કીતાબામાંહીં લીખાહે, વેદ નીસાના.
પાક દીલસે દેખો એસા સોઇ સાંઇઓ દુજા કૈસા.
મહેજત મક્કા ભીસ્ત હજુરા, ઘટઘટ સાંઇ દેખો પુરા.

ચીત્ત, નવાલા, મટ્ટી ખાવે, કોણ કીતાબા લખી બતાવે.
બે ઈમાન બે કામા કરતા, જીવ જબે કર રોજા ધરતા.
પાંચ વખતકી નિમાજ ઠાને, હરદમ સાહેબ પાસ ન આવે.
દેખ પેખકે છુરી ચલાવે, સોઈ કર્મસેં દોઝક જાવે.
કહહીં કબીર સાહેબ સબહી પેખા, તો મુસલમાન પરમાન
સબઘટમેં દેખા.

(રેખતો)

તન મસીદમાં મન મુલ્લા રહે, ચીતકે ચોતરે બાંગ દેવે.
અક્કલ કુરાનકુ ખોજ દેખો, એક હક્કકી તસબી હાથ લેવે.
એતની બંદગીશે નિમાજ ગુજારે, તબ મન કાફરકા કેર ખોવે.
કહે કબીર કરાર કે ઉપર તબ સાહેબ નજદિક હોવે.

(રેખતા)

અગમકા દેશ લઈ નીગમ વાણી કથે, જીવ સકલ ભર્માઈ રાખા.
પાપ અરૂ પુણ્ય વણજ બતલાયકે, મુક્તિકા માર્ગ વૈકુંઠ ભાખા.
જા દિન વૈકુંઠ પ્રલય ગઈ, તબ પ્રાણ કોણ ધામ રાખા.
કહે કબીર નિરબાન પદ બુઝલે, ગહિલે મુળ શબ્દ શાખા.

(રેખતા)

નેતીયાં ધોતીયા કર્મ નાંળી કરે, ઉલટકે ફેરીઆં સિદ્ધિ નાંહી.
કેતા ધરણકો વશ કરે, પવનકો પછ કરે. અહાર સુક્ષ્મ કરે.
પંડચ ગાળ્યા કરે, ઈસકુ માનતા હે સબ જગ માંહિં.
કહે કબીર પચી મરે બાલકા, એને અગમકા દેશકી ગમ નાંહી.

( રેખતા )

ભેખકો દેખકે ભર્મ ભુલો મતી, ભેખ પેહેરે કછુ સિદ્ધિ નાંહી.
કામ અરૂ ક્રોધ મદ લોભ માંહિ ઘણા, સીલ અરૂ સાચ સંતોષ નાંહી.
કપટકે ભેખશે કાજ સીજે નાંહી, કપટકે ભેખશે નહી રામ રાજી.
કહે કબીર સાચી કરણી વિના, કાલકી ચોટા ખાય પાજી.

દોહા—શમ દમ શ્રદ્ધા તીસરી, સમાધાન, ઉપરામ.
છઠ્ઠી તિતિક્ષા જાનિયે, ભિન્નભિન્ન યહ નામ.

( વિચાર સાગર પ્રથમ તરંગ )

( **સારાંષ** )—શમ દમ ઉપરતિ કહીએ ઉપરામ તિતિક્ષા શ્રદ્ધા ઔર સમાધાન એ ખટ સંપતિ છે. અંતરમાં સર્વ મનના વિકારો ત્યાગવા એ સમ—બહાર ઇંદ્રિયોકા પાંચ વિષયોને જીતવા એ દમ—પ્રપંચ વ્યવહાર બંધનરૂપ જાણીને જ્ઞાની કરવી જો ઉપરામ, સુખ દુઃખ શીત ઉષ્ણ ભૂખ પ્યાસ એ સર્વને સહન કરવાની શક્તિ એક તિતિક્ષા એ—સત્ય ગુરૂકા ઉપદેશ—શ્રદ્ધા—સાવધાન મનથી સુણવો તે સમાધાન છે.

( ચાર વેદોકે સિદ્ધાંત )

તુર્યા અવસ્થારૂપ અનુમાન માત્ર રૂગ્વેદ તે નિર્ગુણ નિરાકાર નિર્લેપ અગમ અગોચર બ્રહ્મ કહે છે, ( નિરાલંબ ઇતિ શ્રુતિ ] સુષુપતિ અવસ્થારૂપ પંચ વિષયોકા અધ્યાસ માત્ર અથર્વણવેદ એ દ્રષ્ટિગોચર પંચતત્વાત્મક સર્વ સૃષ્ટિ સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ માનના—જેમ ઝાડશે પત્તા ફુટ ગયા

ફેર આડકા નહી લાગતા તેમ મુવા સોઈ મુક્ત એ પ્રમાણે કહે-રાઈ અર્થવણ વેદકે સિધ્ધાંન્ત (સર્વેવાહં પુરૂષ ઇતિ શ્રુતિ.)

સ્વપ્ન અવસ્થા રૂપ કલ્પના માત્ર યજુર્વેદ ક્ષીરસાગર નિવાસી નારાયણ કે ચોવીસ અવતારાદિ સર્વ બ્રહ્મરૂપ માનતા (સગુણ બ્રહ્મ ઇતિશ્રુતિ ) જાગૃત અવસ્થા રૂપ ભાસ માત્ર સામ-વેદ સોઇ જાગૃતિમાં દેખતા સોઇ પંચ વિષય રૂપ સર્વ વિશ્વકો હી—અખંડ બ્રહ્મ અદ્વૈતરૂપ પરમાત્મા માનતાસો (સર્વ ખલ્વિંદ બ્રહ્મ ) (ઇતિશ્રુતિ) એ પ્રકારથી ચારો વેદકા સીદ્ધાન્ત સર્વ ન્યારા ન્યારા માને છે.

## ( છ શાસ્રોકા મત સુનો. )

(૧) પુર્વ મીમાસા શાસ્ત્રકર્તા જૈમિનિ રૂષિકા કહેના કે જીવકા અધિષ્ટાન કર્મ જીવકી ઉત્પત્તિ સ્થિતિ અને લય સબ કર્મો કે આધીન જેમ ધનવાન ભિખારી સુખી, દુઃખી સર્વ કર્મ કે વડે, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર યોગી જ્ઞાની આદિક સર્વ કર્મને વડે શ્રેષ્ટ છે તા. કારણથી કર્મ કો બ્રહ્મ માને છે.

(૨) વૈશેષિક ( અવૈદિક શાસ્ત્ર ) કર્તા કણાદ રૂષિકા કહેના એ છે કે કર્મ તો નિષ્ફલ છે, કારણ કે સમય કે આધિન કર્મ હોય છે. જેમ બાલક અવસ્થામાં યુવાન અવસ્થાકા કાર્ય નહીં હોતા, યુવાન અવસ્થામાં બુઢાપણાના કાર્ય નહીં હોતા, બાલક અવસ્થામાં યુવાન અને બુઢાપણાના કાર્ય નહીં હોતા. જેમ સર્વ સૃષ્ટિકી ઉત્પત્તિ સ્થિતિ અને લય અવતારાદિક—

સિદ્ધાન્તી પુરૂપોકી ઉત્પત્તિ તે પણ સમય. (કાલ) કે આધિન છે. સમય વિના અવતારાદિ હોતા નહીં, તો કારણથી કાલ સર્વ કે અધિષ્ટાન છે. માટે કાલકો બ્રહ્મ માનતા.

(૩) ન્યાય શાસ્ત્ર કર્તા ગૌતમ રૂષિકા કહેના એ છે કે કાલ અને કર્મ એ તો ઈશ્વર કે આધિન છે. જેમ ઇશ્વર તો દરિદ્રીકો રાજા બનાવે અને રાજા કો દરિદ્રી બનાવે વરસાદ સમયમાં ધુપ કાલ કરે. અને ધુપ કાલ સમયમાં વરસાદ બનાવે ( વરસાવે ) જ્ઞાની કો અજ્ઞાની કરે અને અજ્ઞાની કો જ્ઞાની કરે પલકમાં સૃષ્ટિકી રચના કરી દેવે. અને પલકમાં પ્રલય કરી દેવે ઇત્યાદિક જો ચાહે શો કરે. તે કારણથી સર્વ ઇશ્વરને આધીન છે.

(૪) યોગ શાસ્ત્રકર્તા પતંજલિ રૂષિકા કહેના એ છે કે જો ઇશ્વર પ્રત્યક્ષ પ્રમાણ નહીં ફક્ત માનવાજ પણું જ છે, હમ યોગ માર્ગસે બ્રહ્માણ્ડમાં પ્રાણ ચઢાયકે દેખતા હું. જયોત સ્વરૂપ તો કારણ યોગ માર્ગ સત્ય અને બીજુ સર્વ અસત્ય.

(૫) સાંખ્ય શાસ્ત્ર કે કર્તા કપીલ મુનિકા કહેના એક દેશી જ્ઞાન એક દેશી અનુભવ તે સર્વ પ્રકૃતિનો ખેલ સમજવો સંસારકી ઉત્પતી સ્થિતિ અને લય તે પ્રકૃતિના વડે થાય છે અર્થાત માયા વડેજ થાય છે તે માયા કે ખેલ જાણને વાલો સર્વ વ્યાપીક સાક્ષી પુરૂષ છે તો કારણથી પુરૂષ અને પ્રકૃતિ (માયા) તે સત્ય છે અને યોગ માર્ગ અસત્ય છે.

(૬) ઉત્તર મીમાંસા અગર વેદાન્ત શાસ્ત્રકા કર્તા વ્યાસ મુનીકા કહેના એ છે કે સર્વશાસ્ત્ર કલ્પીત છે બ્રહ્મ પુરૂષ પ્રકૃતિ કહેના સંભાવતા નહીં, એક અખંડ બ્રહ્મ અદ્વૈત એક રસ અપણા અપણા સકલ સ્વરૂપ દૃષ્ટા દશ્ય અને દર્શન કર્તા ક્રિયા અને કર્મ ઇત્યાદિક સર્વદા ત્રિપુટિ મીથ્યા છે નિત્ય અનિત્ય સમાધિ સર્વ દેવ કલ્પના માત્રજ છે,

( સાખી )

વ્યાસ કહે જગ હે નહીં, હુવા ન કબહુ હોય,
કહે કબીર ઉપદેશ યહ, કારણ કહિયે સોય.

ઉપર પ્રમાણે ચાર વેદ અને ૭ શાસ્ત્રકા મત એક એકથી વીરોધ પક્ષ ઠહરાવે છે તે જીવોંકા ભર્મ ચક્રમાં નાખવા ગુરૂવા લોકો કલ્પીત સીદ્ધાન્ત ઠહરાવે છે. કારણ કે એક એકથી વિરોધપણામાં જીવો વારંવાર ભુલમાં ભટકાઈ મરે છે તે ભુલથી બચાવનાર સત્ય પારખી સંત છે.

( સાખી )

ભુલ મિટે ગુરૂ મીલે પારખી; પારખ દેવે લખાઈ,
કહે કબીર ભુલકે ઔસદ્ધ, પારખ સબકિ ભાઇ.
એક અંડ ૐકારસે, સબ જગ ભયો પસાર,
કહહિં કબીર સબ નારિ રામકી, અવિચલ પુરૂષ ભર્તાર.

(અથ ) અનુમાન પરમાત્મા ઠહરાયકે આપણા નિજ પદ નિત્ય ચૈતન્ય સ્વયંપદને ભુલિ આપ આપકા અનુમાનમાં અનુમાનરૂપ ઇશ્વર કે દાસ બન્યા. અનુમાનકો કર્તા બનાવ્યા. ભરથાર બનાવી પોતે નારિ બન્યો. ( વિના પારખ )

(રમૈની ૩૪ બીજક ગ્રંથ)

પઢિ પઢિ પંડિત કરે ચતુરાઇ, નિજ મુક્તિ
મોહિ કહો સમુજાઈ.

કહાં વસે પુરૂષ કૌનસા ગાંઊ, સો પંડિત મોહિ સુનાવહુનાંઉ.
ચારિ વેદ બ્રહ્મેં નિજ ઠાના, મુક્તિકા મર્મ ઉનહુ નહિં જાના;
દાન પુણ્ય ઉન બહુત વખાના, અપને મરણકી ખબર નજાના.
એક નામ હૈ અગમ ગંભીરા. તહંવાં અસ્થિર દાસ કબીરા.

(સાખી)

કુલ મર્યાદા ખોય કે, ખોજી ન પદ નિર્વાન;
અંકુર બીજ નસાય કે, નર ભયે વિદેહી થાન.

(અંકુર બીજ નાસ કરી) વાસના રૂપ બીજ નાસકરો)
(વિદેહ મુક્ત સાતમી પારખપદ પર સ્થિર રહો. છઠ્ઠી ભૂમિકા દેહમાં જીવન મુક્ત પર રહી સાતમી વિદેહ મુક્તીકી રહેણી લેવી) (યે અભિપ્રાય)

(શબ્દ)

ઝગરા એક બઢો રાજારામ, જો નિરૂવારે સો નિર્બાન,
બ્રહ્મ બડાકે જહાંસે આયા, વેદ બડા કે જીન્હ ઉપજાયા.
એ મન બડા કે જેહિ મનમાના, રામ બડા કે રામહિ જાના,
ભ્રમિ ભ્રમિ કબીરા ફિરે ઉદાસ, તીર્થ બડા કે તીર્થકા દાસ.

(કબીરા કહિયે જગ્ત જીવ ભમમાં ભુલેલા તે)
(કબીર કહિયે સુદ્ધ પારખી સંત સત્ય ગુરૂરૂપ)

# ( ભર્મ હિંડોલો. )

ભર્મરૂપી હિંડોલામાં ભર્માયેલા જીવો વારંવાર ઝુલે છે. ભર્મ કહિયે ભુલ, ભુલ કહીયે જીવને એક અનુમાન ખડો કર્યો, અનુમાન કહિયે. ( આપણાથી ન્યારો કર્તા ઈશ્વર બ્રહ્મ. તે બ્રહ્મરૂપ ભૂલમાં ભર્માયેલા જીવો વારંવાર ગુરૂવા બનકે જગતમાં ઝુલે છે. તેનું નામ ભર્મ હિંડોલો, તેનું વિવર્ણ, બ્રહ્મસે પુરૂષ પુરૂષસે પ્રકૃતિ, પ્રકૃતિસે મહાતત્વ, મહાતત્વસે ત્રીગુણ ત્રીગુણસે સંસાર, સતો ગુણસે દેવતા, રજોગુણશે દશ ઈંદ્રિઓ, તમો ગુણસે વિષય પંચક ) સો વિષય પંચક તમો ગુણમાં લય કિયા તમો ગુણ ઈંદ્રિમાં લય કિયા, ઈંદ્રિ રજોગુણમાં લય કિયા, રજો ગુણ દેવતનમાં લય થયા વા, દેવતનકો સતોગુણમાં લય કિયા, સતો ગુણ જગત સહિત અહંકારમાં લય થયો, અહંકારકો મહાતત્વમાં લય કિયા, મહા તત્વકો પ્રકૃતિ ખાય ગઇ, પ્રકૃતિ પુરૂષમાં જાય સમાઇ, પુરૂષ બ્રહ્મમાં જાય સમાયે, ફેર પુર્વવત, બ્રહ્મસે પુરૂષ, અને પુરૂષસે માયા માયાસે ત્રિગુણ આદિ જગત સર્વત્ર બન્યા ઔર બ્રહ્મ બન્યા. એક બ્રહ્મ દુતિયા નાસ્તી એમ સિદ્ધાન્ત ઠરાવ્યો. તે કારણથી આપણા સ્વયં–સ્વ સ્વરૂપ નિજ પદ ચૈતન્ય સોઇ ચૈતન્ય પદકો ભુલકે બ્રહ્મ સિદ્ધ કિયા સો જીવકી ગાફિલિ રૂપ બ્રહ્મ ( ભર્મ ) જો એહ જીવ વારંવાર ભર્મ હિંડોલામાં ઝુલે છે. તાકા કારણ કે જો સુભ કર્મ કિયા તો સુભ લોક પ્રાપ્ત થયો ( સુભ અવતાર થયો ) તો પરિપૂર્ણ ભોગ પુરો થયો. ત્યાંથી પાછા નિચે આવ્યા. ( ક્ષિણે પુણ્યે

મૃત્યુલોક વસંતિ ) એ વેદવચન છે. જો અકર્મ કિયાતો નર્કાદિ લોકકો ગયા ( નર્કાદિ કહિયે અતિ નીચ યોનિમાં જન્મ) જેવા કર્મ કરે તેવા ફળ તે ભોગવે છે. પરંતુ અપણા નિજ પદ ચૈતન્ય પદકો પરખકે પારખપદપર સ્થિર હોય સો આવાગમનરૂપ ભર્મ હિંડોલાથી બચે સો વિદેહ મુક્ત હોય.

( સાખી )

ચીન્હિ ચીન્હિ કા ગાવહૂ બૌરે, બાની પરી ન ચીન્હ;
આદિ અંત ઉત્પત્તિ પ્રલય, સો આપુહિ કહી દીન્હ,

( યહ જીવ વાણીદ્વારે કલ્પના કરીને આદિ અને અંત જગત ઠહરાયો પોતે તે વાણીરૂપ બંધણમાં બંધમાન થયો. જો કોઇ સત્યસંગ કરકે પારખપદ પર સ્થિતિ કિયા સોઈ વાણીરૂપ બંધણથી બચ્યા જેમ કાંટા વડે કાંટો કહાડી નાંખવો. તેમ બંધણરૂપ વાણી તેને સત્ય સિદ્ધાન્તરૂપ પારખરૂપ વાણી વડે ભ્રમીત વાણી કહાડી નાખનાર તે પારખી સંત ( જગત નથી. આદિકે નથી અનાદિ જગત પ્રવાહરૂપ છે. ( યે અભીપ્રાય )

---

## (છઠ્ઠી ભુમિકા તે માનુષ્યરૂપ વર્ણન.)

---

પ્રથમ આરંભમાં જીવ છઠ્ઠી દેહસે ભુલે પકે દેહ, પકે દેહ કહીયે માનુષ્ય રૂપ સો અપણા રૂપ દેખકે પ્રેમ હર્ષાયમાન હુવા આનંદમય હુવા. તા આનંદમાં ભુલે, અપણારૂપ કહીયે,

દયા, ક્ષમા, સત્ય, ધીરજ વિચાર સોઇ પક્કારૂપ તે માનુષ્યરૂપ કારણ કે માનુષ્યરૂપ સીવાય બીજી કોઈ પણ યોનીમાં દયા ક્ષમા સત્ય ધીરજ વિચારાદિ હોયજ નહિં, તા. કારણથી માનુષ્યરૂપ તે પક્કો દેહ. ( દયા ક્ષમા. સત્ય ધીરજ વિચારા) (પાંચ તત્વ હંસાકા સારા ) એક વખત અપણો પક્કો દેહ દેખકે બહુત પ્રસન્ન હુવા, હર્ષાયમાન હુવા. તામેંસે આનંદ ઉઠા સોઈ હંસકો આપણી દેહકી બિસ્મૃતિ હો ગઇ અને પરમ મગ્ન હુવા તેહ આનંદમાં આનંદમય હોય કે તે આનંદમાં ભૂલે ( જાકો વેદને સર્વોત્કૃષ્ટ આનંદ સચ્ચિદાનંદ ઐસા ગાયા અસિપદાર્થે નિરંજન ઐસા ગાયા ) સો પક્કે દેહસે ફુટે તાકો ડાળ કહીએ ઓ ત્રીદેવા તે ડાળસે પૈદા હુવા તા કારણથી ડાળ મનુષ્ય દેહમાંથી હુવા. વૃક્ષ પક્કાદેહ માનુષ્ય રૂપ તામેંસે આનંદરૂપ ડાળ તા. આનંદરૂપમાં બ્રહ્મમાં મનરૂપમાં જીવ ભૂલે અને આપ આનંદ રૂપી હોય કે ભર્માયા, તેથી પક્કી દેહકી બિસ્મૃતિ થઇ. પરમ મગ્ન હોય કે સર્વ બ્રહ્મ અધિષ્ઠાન કહ્યો. ભલાતો આનંદમાં હંસ ભુલ્યા. તબ પ્રકૃતિ તત્વ સબ પલટ ગયે પરંતુ હંસકો યહ ફેહમ નહિં રહી કે મેં કચ્ચા હુવા, જેમ આકારતો જેવો હતો તેવોને તેવોજ રહ્યો, તબ કાચ્ચા તત્વો કે સ્વભાવસે ઇચ્છા અનેક પ્રકારકે રૂપ આપહી ધારણ કરને લગ્યા, જાકો વેદને એકોહં બહુશ્યામ ) કહ્યો, ભલા જો પક્કાકા કચ્ચા હુવા તે, આપકો તો ખબર નહીં તો કોણે કહ્યા કે મેં પક્કાકા કાચ્ચા હુવા (યે–સંકા) અબ ગુરૂ ઉત્તર આપે છે કે ( ઉત્તર ) પારખીને

જાણ્યા ) પારખ પદપર રહિને સર્વત્ર જાણે સોઈ પારખી હંસ ).

## પંચાગ્નીમાં ભર્માયેલ જીવો દુઃખી થાય છે.

આપ આપણી માનંદિ રૂપ ગાફિલીમાં વારંવાર પંચાગ્નીમાં જલી મરે છે. ૧–કામાગ્નીમાં કેટલાક જીવો કામ કે વસ હોય કે આખર તેમાં ફસાઈને મરે છે. ૨–વિશ્વાસ અગ્નીમાં કેટલાક ભક્ત લોકો આકાસમાં સ્વર્ગાદિ વૈકુન્ઠાદિ બ્રહ્મલોકાદિ તપ લોકાદિ સત્યલોકાદિ એ પ્રમાણે માની તે જુઠા વિશ્વાસરૂપ અગ્નીમાં ગુરૂવા સહિત જલી મરે છે. (૩) યોગી લોકો યોગાગ્નીમાં યોગસાધન ક્રીયા બ્રહ્માંડમાં શ્વાસા રોકકે તામાં બ્રહ્માનંદ રૂપ ગાફિલીમાં વારંવાર જલી મરે છે. (૪) વૈરાગી લોકો વૈરાગ રૂપ અગ્નીમાં જ્ઞાનાગ્ની બાલપીસાચરૂપ ( બાલક અવસ્થા. ) (જડાધ્યાસ જડરૂપ ) તા. વૈરાગ્યની વાણીરૂપમાં ભટકાઇ મરે છે. (૫) ધનવાન લોકો ધનકે ગર્વમાં ધન સંપતીને માની રાત દિન ત્રણ ખુંટામાં બંધાઈ આખર તામેં મરે છે. ( ત્રણ ખુંટા કહિયે. સ્ત્રી, પુત્ર, ધન,

## અસ્ટ મદ્ વર્ણન.

(કાયામેં કાયાકા ગર્વ કરના) ( દોલતવાલાએ–ધનકા ગર્વ કરના ) વાણી પઢને વાલે વાણીકે ગર્વ કરના ) [ વિદ્યા સીખીને વિદ્યાકા ગર્વ કરના ) ( જ્ઞાની બનકે જ્ઞાનકા ગર્વ કરના ) ( સિદ્ધી સીખીને સિદ્ધી પ્રાપ્ત કરકે સિદ્ધીકા, ગર્વ કરના)

( તપ કરકે તપકા ગર્વ કરના ) રાજ્ય પ્રાપ્ત કરકે રાજ્યકા ગર્વ કરના) એ ( અસ્ટ મદ તે ગર્વ કો સર્વએ સમજકે ત્યાગ કરના ચાહીએ એહ જીવો કો હંકારરૂપ મદ વીષયમાં રહકે ફેર ફેર ગર્ભવાસકો વારંવાર કષ્ટ સહે છે. ) ( પાંચ અભિમાન ) (વિશ્વ અભિમાન તે વિશ્વકો દેખકે તામે લોભાના અપના નિજ સ્વ સ્વરૂપકો ભુલજાના ) તૈજસ અભિમાન કહીએ સ્વપ્ન અવસ્થામાં અપના તેજસ અભિમાન રખના ) ( પ્રાજ્ઞ અભિમાન કહીએ, સુષુપ્તી અવસ્થા કે સમય પ્રાજ્ઞ અભિમાન રખનાસો ) (પ્રત્યજ્ઞાત્મા અભિમાન કહીએ તુરિયા અવસ્થા સમયમાં તે સમયકે અભિમાન રખના ) ( પાંચમો નિરંજન અભિમાન તે આપણા બ્રહ્મ અથવા મન કે તિત તુરિયા કે અવસ્થા મહાન બ્રહ્માનંદમાં લય-હોનાસો અભિમાન ) એહ પાંચ અભિમાનકો અવસ્ય જીતના ચાહીયે, જો જીતકે સ્થુલ સુક્ષ્મ કારણ, મહાકારણ કૈવલ્યઓ. છઠ્ઠા આપણા ચૈતન્ય પદ અને સાતમા વિદેહ મુક્ત પારખ સ્થિતિકો પ્રાપ્ત કરના ચાહીએ ( એ અભીપ્રાય) ( જીવમુખ, માયામુખ, બ્રહ્મમુખ, ગુરૂમુખ એ ચાર પ્રકાર કી વાણી પરખવાની સમજ. ( જીવ મુખ વાણીતે જીવોકી સ્તુતિ રૂપ વાણીતે ) માયા મુખવાણીતે ઇશ્વર પ્રાપ્તીકી સર્વ કર્મ રૂપ વાણી તે ) બ્રહ્મમુખ વાણીતે અદ્વૈત અનિર્વાચ્ય બ્રહ્મ સિદ્ધાન્ત રૂપ વાણી તે ) ( ગુરૂમુખ વાણી તે ચૈતન્ય અને જડતત્વો કી પહીચાણ ચૈતન્યપદ સ્વયં અનાદિ છે.

(સાખી ભેદી લીયા સાથમૈ, મારગ દીયા બતાય,
કોટી કલ્પકા પંથ થા, સો પલમૈં દીયા છુડાય.

(અર્થ) ભેદી કહીએ સત્ય પારખી સંત જો આપણ પારખી સંતોકા સંગ કરીશું તો આપણને અપના મોક્ષ થવાને સાધનો બતાય કે મોક્ષ કરદેવે અને કોટીન કલ્પકા જો પંથ

( ચલત ચલત અતિ ચરણ પિરાના )

( હારિ પરે જહાં અતિરે સયાના )

ચલતે ચલતે બ્રહ્મા વિષ્ણુ શિવ સરખા પણ હારિ ગયા સોપંથ બ્રહ્મ પ્રામી કે, સો પંથ બ્રહ્મ પ્રામી કે લીયે સોતો છોડાય કે અપના, નિજ સ્વ સ્વરૂપ તે સ્વયં પદમાં દાખલ કરકે નિર્ભય કરદિયાસો ( સત્યપંથ ) સત્યનામ શબ્દકા ભાવાર્થ સત્યગુરૂએ સુનાવ્યા ) સત્ય કહિએ ચૈતન્ય ગુરૂપદ ) નામ કહીએ સત્ય ગુરૂનો સત્યનો ઉપદેશ ( સત્યબોધ ).

(श्लोक) ध्यान मूलं-गुरु मूर्ती, पूजा मूलं गुरुपदं ।
मंत्र मूलं गुरु वाक्यं, मोक्ष मूलं गुरु कृपा ॥

( છેલ્લામાં છેલ્લા સમાચાર સત્ય ગુરૂના સિદ્ધાન્તો ) ( ચૈતન્યના સ્વ-સ્વરૂપમાં ભુલ નથી. ) ભુલતે બહારિક માયારૂપ પ્રવાહ રૂપ છે. જેમ દિવાકી જ્યોતીમાં પ્રકાસમાં અંધકાર નથી પરંતુ પડદારૂપ બહારીક વસ્તુ આવવાથી અંધકાર થાય છે. તેમ સ્વયં સ્વરૂપ ચૈતન્યમાં અંધકારરૂપ અજ્ઞાન નથી પરંતુ માયાનો પડદો પોતાની માનંદિરૂપ તે માયા માનવાપણું તે

પડદો પ્રવાહરૂપ ભુલ છે. કારણ કે પ્રવાહરૂપ ભુલ જ્ઞાન થવાથી નિકલી જાય છે. ત્યારે અવસ્ય તે પ્રવાહરૂપ ભુલ ગણાય છે, પરંતુ તે ભુલ કંઈથી આવી અને કેમ આવી. તે કહેવાનું કારણ રહેતુ નથી જેમ એક માણસ એક વૃક્ષ તળે બેઠો હતો. ઉપરથી એક કાળા રંગનો સર્પ તેની નજદિક આવી પડયો, હવે તે માણસ એમ વિચાર કરે કે આ સર્પ કંઇથી આવ્યો હશે, તેવો જો વિચાર કરવા રહે છે અને જો તે વિચાર રૂપ વિલંબ કરે છે તો તે સર્પ તેને કરડે તો તેનું મર્તુક હોય તો તેનો વિચાર વર્થા થાય છે તે કારણથી પોતાનો નિજ સ્વયં પદને પામવા માટે સત્યગુરૂ તે (પારખી સંતોને) જરૂર મલવું અને સત્યસંગ કરી સ્વયંપદને પરખી તે પદમાં દાખલ થવું તે બાબત જાણવામાં (પરખવામાં) જેટલો વિલંબ કરીયે તેટલો આપણને અકાજ છે.

ચૈતન્યો સ્વયં પદમાં જ્યારે થાય છે ત્યારે પણ તે ચૈતન્યો મુક્તપદમાં પણ ન્યારા ન્યારાજ રહે છે. જેમ જલ તરંગની પેઠે મલી જતા નથી, અપણા નિજ પદ ચૈતન્યપદમાં સ્વયં પ્રકાશમાન સદા રહે છે, બીજી કોઇ વસ્તુમાં મલે. તેવું કોઇ કહેતો જીવકા પદ અવિનાસી રહ્યા નહીં તો અવિનાસી પદ કહેવું અસંભવ થાય. પરંતુ જીવ સદાય નીત્ય અને અવિનાસી છે (પ્રમાણ.)

**(श्लोक)** " **नैनं छिदंति शस्त्राणि, नैनं दहति पावकः**
**न चैनं कलेदयंत्यापो, न शोषयति मारुतः ॥**

(સારાંશ) આત્મા સસ્ત્રથી કપાતો નથી, અગ્નિસે બરતો નથી, જલમાં મલતો નથી. વાયુસે સોસાતો નથી આત્મા અજર અમર અવિનાશી છે. ગીતા ( અ. ૨. શ્લો ૨૦ ).

( સંત પુરન સાહેબ બીજક ટીકા સાખી ૧૩૬ માં લખે છે કે જીવ સ્વજાતિમાં એક છે, પરંતુ પૃથક પૃથક રહે છે, જીવકી જાતિ એક છે.

## [ શંકા સમાધાન વિષે. ]

આ દેહ વડે કરીને કંઈ પણ શંકારૂપ કલ્પના થાય છે. પરંતુ હે વિચારમાન જીવ આપ જરૂર વિચાર કરશો કે, આ દેહ સિવાય કંઈ પણ શંકા હોતી નથી, ઘણાક જીવોને દેહવડે એવી એક શંકા ઉઠે છે કે આ દેહમાંથી જ્યારે ચૈતન્ય પરિયાણ કરે છે ત્યારે ક્યાં જઇ ઠરે છે, તે શંકાનું સમાધાન સ્હેજમાંજ છે. તે સુણો જો પાંચતત્વોનો દેહ—( પાંચ વિષય પંચક ) ચાર, અંતઃકરણ ( પાંચ કર્મઇંદ્રિ ). (પાંચ જ્ઞાન ઈંદ્રિ) ( તીન ગુણ એ પ્રકારસે દેહ તે પાંચતત્વોનો અને (મન માયા) તે પણ પાંચ તત્વોનો કાર્યજ છે જો શંકા ઉઠે છે તે દેહમાં રહીને, પરંતુ દેહ રચનાનું કારણ જેને મટી ગયું ( વાસનારૂપ બીજ ) તેને બરી ગયુ તેને શંકા કછુ રહી નહીં, જેને જે પડદો મનરૂપ હતો તે પડદો દુર થયો તે મોક્ષ થયો. ( મોહનો ક્ષય તે મોક્ષ.

જેમ સુર્ય સ્વયં છે, તેમ ચૈતન્ય સ્વયં છે, સુર્ય કંઇ જતો નથી તો રાત્રી થવાનું કારણ શું ? રાત્રી થવાનું કારણ તે સુમેરૂ પર્વતની આડ આવવાથી રાત્રી રૂપ અંધકાર થયો, કંઈ સુર્ય ગયો નહીં. સુર્ય તો ત્યાંને ત્યાંજ રહ્યો. તેમ ચૈતન્ય પોતાની નિજ ભૂમિપર કાયમ છે. ફક્ત પાંચતત્વાદિ રૂપ આડ જતી રહી પોતે સ્વયંપદમાં સ્થિર થયો ઉપાધિરૂપ બંધણ છુટી ગયું.
( યે અભિપ્રાય ).

# અષ્ટ સાધન વિદેહ મુક્તિકી રહેણીલેવી.

(દયા) (ક્ષમા) (સત્ય) (ધીરજ) (વિચાર) (વિવેક) (વૈરાગ્ય) ગુરૂ ભક્તિ એ આઠ સાધન વિદેહ મુક્તિનાં છે. દયા, કહીયે સર્વ જીવો પર દયા રાખી વર્તમાન વ્હેવાર કરવો, ક્ષમા સર્વ જીવો પર ક્ષમા રાખવી. સત્ય હમેશાં સત્યથીજ આચરણ કરી. દેહ વ્હેવાર ચલાવવો, ધીરજ પુર્વક કાર્ય કરવું. હરેક કામમાં ખામોસી ખાવી, વિચારથીજ હરદમ સમજપૂર્વક કાર્ય કરવું, વિવેકથી સત્ય ગ્રહણ કરવું, વૈરાગ્ય એટલે જગતમાં માયાવિ જે જે બાની અને ખાની બેઉ જાળ તે જાળથી હમેશાં અનુરાગ કરવો, આપણા ગુરૂદેવ જે સત્ય ઉપદેશ ભર્મ રહિત પદના આપનાર તે શ્રીગુરૂદેવની સેવા પૂજા કરવી તે ગુરૂ ભક્તિ શ્રેષ્ટ છે. સંતપુરૂષો તે ગુરૂરૂપજ છે. (પ્રમાણ), (સાધુગુરૂ કબીર ગોસાઇ, બન્દીછોર નામ જપું ગાઈ,) જીજ્ઞાશું જનોયે એ આઠ સાધનને વર્તમાનમાં લેવા.

(સાખી) કહહિં કબીર, પુકારિકે, એ લેઉ વ્યૌહાર,

રામ નામ જાને વિના, ભૌ બૂડિ મુવા સંસાર.

(અર્થ) રામ કહિએ ચૈતન્ય, નામ કહિએ સત્યગુરૂ કે ઉપદેશ ગુરૂ સાહેબ દયાળુ દયા સ્વભાવથી કહે છે કે જગતજીવો અનુમાન રામ નામ કે ઉપદેસકો ગ્રહણ કરીને સંસારમાં વારંવાર બુડિ મુવા કછુ થાહ પાયા નહિં, વિના પારખ ( યે અભિપ્રાય ).

## દેહની અંદર રચના દેખી દેખી તેના આશરે બનાવેલી વાણી વીલાશ.

કવી લોકો દેહની રચનાના આશરે. જે જે વાણી બનાવેલી છે કે તે પર ટુંક ભાવાર્થ, આ દેહમાં બ્રહ્માણ્ડમાં જે ભ્રમર ગુફામાં એક હજાર પાંખડીનું કમળ છે તે કમળમાં ચૈતન્ય પુરૂષ રહે છે. તે ચૈતન્યની સત્તાવડે સર્વત્ર નખથી સીખા સુધી તે અમલ બજાવી રહે છે, તે દેહની રચનાનો ફોટો જોઇ અધર સ્વર્ગ પણ માને છે. પણ આકાશમાં જે વસ્તુમાની વાણી બનાવી છે તે કલ્પના જાણવી. કારણ કે અધર માનવુ તે પ્રમાણ અનુમાન છે. અને જે મુર્તી પૂજાનો કોઈને ભાસ રૂપ દર્શન થાય છે. તે ભાષીક પ્રમાણ છે અને જે આ દેહમા રહેલો જે (ચૈતન્ય) આત્મા તે પ્રત્યક્ષ સત્ય પ્રમાણ છે. ( યે અભિપ્રાય )

(સાખી) કૃષ્ણ સમીપી પાંડવા, ગલે હિમાલય જાય,

લોહાકો પારસ મિલૈ, તો કાહેકો કાઈ ખાય.

(**ભાવાર્થ**) કૃષ્ણના પ્રેમી ભક્ત પાંડવ હતા. પરંતુ એક સમય કૃષ્ણના મરણ સમય પાંડવો કૃષ્ણને મલવા સારૂ ગયા હતા. ત્યારે પાંડવોએ અપણા દુઃખની વાર્તા કહી તે વખતે કૃષ્ણએ પાંડવો પ્રતે જુવાબ આપ્યો કે અમારો દેહ છુટે અમો સ્વર્ગમાં જઈશું, આપ પણ હિમાલયમાં જાઇ દેહને ગાલીદયો એટલે આપ પણ સ્વર્ગમાં આવશો, એ વૃતાન્ત પ્રમાણે પાંડવો હિમાલય જાય દેહને ગાળી સ્વર્ગલોક પાયા (ઇંદ્રિલોક પાયા) પૂણ્ય ક્ષીણ હુવા ત્યારે મૃત્યુલોકમેં જન્મ હુવા. [ તે બાબત ભવિષ્ય પુરાણમાં ઉત્તર પુરાણમાં વ્યાસજીને લખી છે ( પ્રમાણ કે ક્ષીણે પુણ્યે મૃત્યુલોક વસંતિ ) જો કૃષ્ણના પ્રેમી ભક્તો પાંડવો કૃષ્ણના પરમ વિશ્વાસી અને ખાસ હરદમ સમિપ એટલે પાસે રહેનાર તે પાંડવો આ ભવસાગરમાં નાવ બોટ બોજે સહિત બુડે.) લખવાનો હેતુ જે હે જગત જીવ કૃષ્ણગીતા અને ભાવ સહીત કૃષ્ણને ભજવાથી તમારે કલ્યાણ કોણ રીતીસે હોય, જો પાંડવો હરદમ કૃષ્ણના પાસે રહેનાર હતા પરંતુ મરણ બાદ જન્મતો ધરવો પડયો કછુ આવાગમનથી બચે નહીં.

(ત્રણ લોક વર્ણન) (સ્વર્ગ લોક કહીયે અતિસુખ રાજઆદિ) (ઉત્તમ) સ્વર્ગ) (નિચયોનીમાં જન્મ લેવો તે અતિ સુદ્ર (મધ્યમ) મૃત્યુ) (ચૌરાસી પશુઆદિમાં જન્મતું તે મહાકષ્ટ (કનીષ્ટ) પાતાળ.)

(સાખી) કૃષ્ણ કૃપાથી સોકાતરો, ગુરૂ કૃપાથી ચોર,
જુગ જુગ ભટકે જીવણા, જેમ ધણી વહોણા ઢોર
( ગ્રંથ ઉદાધર્મ પંચ રત્નમાળા )

## પારખજ્ઞાન સર્વ કે ઉપર શ્રેષ્ઠ છે.

( દ્રષ્ટાન્તરૂપ ) કોઈ મોટા મકામ પર ચઢીને જ્યારે કોઇ જે પોતાની દષ્ટિશે જોવે છે તો તમામ ન્હાના ઘર તથા ઝુપડાઓ દેખાય છે તે ન્હાના ન્હાના છે તેવું સમજવામાં આવે છે, તેમ પારખપદ પર રહી કોઈ જોઈ શકશે તેને ન્હાના ન્હાના પંથ પંથુડી મત મતાંન્તર ભ્રમં પાખંડ અનુમાન કલ્પના ભાસ અધ્યાસ તે સર્વત્ર તેને પરખવામાં આવે છે કે સર્વ મીથ્યા છે અને ચૈતન્ય વસ્તુ તે સત્ય છે અને અવિનાશી છે તેવું નીર્ણય થશે.

---

# સર્વવ્યાપિક પરમાત્મા માનવાપણું.

વ્યાપિક પરમાત્મા માનનારાઓને સુચના આપવામાં આવે છે કે આપ જ્યારે પરમાત્માને સર્વવ્યાપિક માનો છો. તે આપણી ભારે ભુલ છે, કારણ કે જો સર્વ વ્યાપિક હોય તો સ્વર્ગમાં અને નર્કાદીમાં કોણ રહે છે. જરાક તો ખ્યાલ આપ કરો છો કે કીધા કીધી જેમ ગાડળનીજ માફક એક એકના પાછળજ ચાલતું તેમજ સીખી લીધું છે. ઘણાક તો પવનને,

ઓહંગ સોહંગ શ્વાસાને પરમાત્મા માને છે એ સર્વ કલ્પીત અનુમાનજ છે. જો પવનને અગર સર્વ વ્યાપિક પરમાત્મા માનોતો દેહમાંથી જ્યારે ચૈતન્ય ચાલ્યો જાય છે ત્યારે વ્યાપિકપણું રહ્યું નહીં, તો વ્યાપિકપણું અને પરમાત્માને પવનરૂપ માનવું તે અસંભવ કલપીત મીથ્યા છે.

# ગાફિલ થયેલા જીવ હજુ તો ચેત.

---

કોટીન કાળથી અનંતા જુગોથી એ પ્રવાહ રૂપમાં ફરનાર જીવ તારા ગાફિલપણાના કારણમાં અનેકો જુગ વીતી ગયા પરંતુ હવે તો ચેત, મનુંષ્ય દેહમાં જે સુક્રીત કરવું તે કરવા પ્રયત્ન કરવો જોઇએ એહ જીવ અનેક વખતે તું બ્રહ્મા થયો. અનેક વખતે વિષ્ણુ પણ થયો, એહ તરહ પ્રવાહ પદમાં પડેલ જીવ વારંવાર ભવચક્રમાં ભટકાયા કરે છે. કોઈ વખતે બ્રહ્મા બને કોઇ વખતે કિડિ બને એમ ફરતો ફરતો રહે છે પરંતુ કછુ થાહ પ્રવાહપણામાં કછુ નહીં મીલતા. તાસે સત્ય ગુરૂશ્રી સત્ય સુક્રીત સાહેબે સ્વયં અનાદિપદ પરખાય કે પ્રવાહ પદકો મીટાવે છે. પ્રવાહપણાની ઉત્પત્તિનું કારણ એજ છે કે ( આશા ત્યાં વાસા પાયા ) દ્રષ્ટાન્ત કે જેમ બહુરૂપી અગર ભવઈયો સભામાં વેશ બનાયકે આવે છે તે તા. સમયમાં જે સ્વાંગ પહેરેલો છે. ફિર બીજો સ્વાંગ પહેરવા અંતરમાં વિચાર કરે છે કે જેવી કલ્પના કરે તેવોજ સ્વાંગ ધરી ફેર સભામાં દાખલ થાય છે

તેવી રીતે યેહ ચૈતન્ય આત્મા યે સંસાર રૂપ સભામાં પોતે અપણી આસારૂપ કર્મ પ્રાલબ્ધ લઈ પોતે વારંવાર વાસનારૂપ બીજ વડે સ્વાંગ ધર ધર કે અનેકો વખત જગતમાં ફર્યા કરે છે ( રહટમાળ ન્યાય ) જેમ કરોડીઓ જાળ પોતે બાંધે છે આપ પોતે તે જાળમાં ફસાય છે તેમ યહ જીવકો પારખ વિન માલુમ નહીં હોતા કે યહ જાળ મેં પોતે બાંધી છે. જો કયુ પારખી સંતકે સત્યસંગ કોઈ કરે છે તેણે સત્યસંગકા ફળ નામ પારખ સ્થિતિ હોય છે તેથી સર્વ જાળ (બાની અને ખાની) દોઉ જાળથી બચે છે. ( યે અભિપ્રાય)

# ગીતાનો તત્વસાર, એકથી એક અધીક વિદેહ મુકત તે શાન્તપદ વીષે.

સમજાણ પૂર્વક વિનાના, અને કેવળ નામ માત્રના અભ્યાસના કરતાં જ્ઞાનને શ્રેષ્ટ કહ્યું છે, પદાર્થનું જ્ઞાન હોય. છતાં પણ (છતી આંખે ન જોનાર) તે પ્રમાણે વર્તન કરી શકતું નથી, તેવા જ્ઞાનના કરતાં ધ્યાનને શ્રેષ્ઠ કહ્યું છે, તન્મયતા પ્રાપ્ત થયા વિનાના, ધ્યાનના કરતાં ત્યાગને શ્રેષ્ઠ કહયો છે અને નિર્વાસનીક ત્યાગના કરતાં શાંતિને શ્રેષ્ઠ કહી છે, અભ્યાસ કરતાં જ્ઞાનને વિશેષ ઉત્તમ કહ્યું છે, જ્ઞાનના કરતાં ધ્યાનને શ્રેષ્ઠ કહ્યું છે, ધ્યાન કરતાં ત્યાગને શ્રેષ્ઠ કહયો છે અને ત્યાગના કરતાં શાંતિને

શ્રેષ્ઠ કહી છે. મતલબ એ છે કે, એકના કરતાં એક ઉત્તમ છે. જેમ પૈસા કરતાં આનો ઉત્તમ છે, આના કરતાં પાવલી અને પાવલી કરતાં આઠ આની અને આઠ આની કરતાં રૂપીઓ ઉત્તમ છે અને રૂપીઆથી સોનામહોર ઉત્તમ છે. તેજ પ્રમાણે એક કરતાં એક તત્ત્વ આગળનું ઉત્તમ છે એમ દર્શાવ્યું છે, એકના કરતાં એક અધિક ઉત્તમ છે તેમ કહેવાનો આશય એવો છે કે, એકના કરતાં બીજું આગળનું તત્ત્વ વધારે કીંમતી છે, વધારે મહત્ત્વવાળું છે અને વધારે ફળપ્રદ છે એમ કહ્યું છે.

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागच्छान्तिरनन्तरम् ॥

ગી. અ. ૧૨ શ્લોક ૧૨.

પ્રથમ અભ્યાસ, બીજું જ્ઞાન, ત્રીજું ધ્યાન, ચોથો ત્યાગ અને પાંચમું તત્વ શાંતિ છે. એમ દર્શાવ્યું છે.

કોઈ એક માણસે પોપટ પાળ્યો હતો અને પોતે ભજનીક હોવાથી તેણે પોપટને પણ ઇશ્વરનાં સુંદર નામો લેતાં પોતે જે પ્રમાણે બોલે તેજ પ્રમાણે પોપટને પણ બોલતાં શીખવ્યું હતું, કોઇ એક સમયને વિષે તે માણસ બહાર ગયો અને તે વખતે, તે માણસ, પોપટના પાંજરાનું બારણું બંધ કરવું ભુલી ગયો, તેથી તે પોપટ પાંજરામાંથી બહાર નીકળી ઉડી ગયો અને કોઈ પારધીએ જાળનું દોરડું બાંધ્યું હતું, તેના ઉપર જઇને બેઠો, તે દરમ્યાન તે પોપટનો માલીક ઘેર આવ્યો અને

જોવે છે તો, પાંજરામાં પોપટ નહોતો, તેથી તેણે બહાર નીકળીને તપાસ કરી. તપાસ કરતાં તે પોપટ એક દોરડા ઉપર બેઠેલો જોયો, તેથી તેણે દોરડા પાસે જઇને પોપટને બોલાવવા માંડયો અને પોપટ, પોપટ એમ કહેવા લાગ્યો, પોપટ પણ પોપટ, પોપટ બોલવા લાગ્યો, ત્યારે પોપટના માલીકે કહ્યું કે, બચ્ચા પોપટ, ઉડ જાઓ, ત્યારે પોપટે પણ જવાબ આપ્યો કે બચ્ચા પોપટ ઉડ જાઓ, ત્યારે પોપટના ધણીએ કહ્યું કે, બચ્ચા સપડોગે, ત્યારે પોપટે પણ તેમજ કહ્યું કે સપડોગે, તેટલા સમયમાં પારધીએ જાળનું દોરડું ખેંચ્યું અને બોલતા પોપટભાઈ જાળમાં સપડાઈ ગયા.

ભાવાર્થ એ છે કે, સમજણ વિના કેવળ બોલતાંજ આવડે તેવા શુષ્ક અભ્યાસના કરતાં જ્ઞાનને શ્રેષ્ટ કહ્યું છે તેનો અર્થજ એ છે કે, જેમ પોપટ, ધણી બોલે તેમ બોલી જાણતો હતો, પણ ધણીના કહેવાના ભાવાર્થને બીલકુલ જાણતો નહોતો તેથી તે પારધીની જાળમાં સપડાયો હતો. તેજ પ્રમાણે જે માત્ર શાસ્ત્રની વાતો તો કરે છે પરંતુ તેના ભાવાર્થને સમજતા નથી, તેવા અભ્યાસીને માત્ર પ્રજ્ઞાવાદી છે. એમ કહ્યું છે, તેવા અભ્યાસ કરતાં જ્ઞાનને શ્રેષ્ઠ કહ્યું છે બીજું તત્વજ્ઞાન છે, જાણે બધું પણ બને નહિ કાંઇ, તેવું જ્ઞાન ભારરૂપ છે, તેવા જ્ઞાનથી કશુંજ હીત થઇ શકતું નથી.

જાણવા છતાં જો કાંઇજ ન બની શકે, તો જાણવાથી શું ફળ? તેટલા માટે જ્ઞાનને અભ્યાસ કરતાં શ્રેષ્ટ કહ્યું છે.

જ્ઞાનના સમાન પવિત્ર ચીજ કોઇજ નથી જેમ વૃષ્ટીનો સમય ન હોવા છતાં. અકસ્માત વૃષ્ટી થઇ જાય છે તેમજ જ્ઞાન પણ એવું કારણ પ્રગટ થતાં સત્યસંગથી જ્ઞાન પ્રગટ થાય છે.

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।

तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥

ગીતા અ૦ ૪ શ્લોક ૩૮.

ધ્યાનથી મનુષ્ય આપત્તિમાંથી બચી શકે છે, તેટલા માટે ધ્યાનને યોગમાં પણ ઉત્તમ સ્થાન અપાયું છે. હરકોઇ કામ, ધ્યાન વિના પૂર્ણતાને પામતું નથી. મતલબ, મદારી દોર ઉપર ચાલે છે, અનેક ચેષ્ટા પણ કરે છે, બોલે છે, ચાલે છે અને દોર ઉપર અનેક યુક્તીઓ કરે છે. જે દોર ઉપર મદારી ચાલે છે, તે દોર મદારીના ચાલવાથી ઉંચુ નીચું પણ થાય છે છતાં મદારી તેના ઉપર પોતાની પુર્ણ કૃતિ કરીને મનુષ્યને દેખાડે છે છતાં તે તેના ઉપરથી પડી જતો નથી. તેનું કારણ એ છે કે, તેનું ધ્યાન તે કાર્યમાં તલ્લીનતાને પામેલું હોય છે. પણ મદારી જો તે ધ્યાનમાં ભુલચુક કરે છે તો અવસ્ય તે, તે દોર ઉપરથી નીચે પડી જાય છે. ધ્યાન એકાગ્રતાને પામેલું હોય છે, ત્યારેજ તે, તે દોર ઉપર અનેક ક્રિયા કરી શકે છે તે ઉપર (એક દ્રષ્ટાંત.)

પુર્વે કૌરવ પાંડવોને દ્રોણાચાર્યે બાણવિદ્યાનો અભ્યાસ શીખવ્યો હતો કૌરવ પાંડવો બાણવિદ્યામાં કેવા પ્રવીણ થયા છે

તે જાણવા માટે ધ્રતરાષ્ટ તથા ભિષ્મપિતામહે ઇચ્છા દર્શાવી તેથી દ્રોણાચાર્યે અમુક જગ્યા તેની પરિક્ષા કરવા માટે નક્કી કરી. રાજા ધ્રતરાષ્ટ તથા ભિષ્મ પિતામહ તથા રાજયના અગ્રેસર પુરૂષોને તે સ્થળે નિમંત્રણ કરવામાં આવ્યું અને કૌરવ તથા પાંડવો પણ પોતાના બાણ સાહિત્યો સાથે લઈને તે જગ્યામાં આવ્યા.

દ્રોણાચાર્યે એક વૃક્ષની ઉપર કાગલનો પોપટ બનાવીને તે વૃક્ષના છેવટના ટોચ ઉપરની એક ડાળ ઉપર તે બાંધ્યો હતો. પ્રથમ કૌરવો પરિક્ષા આપવા તૈયાર થયા, કૌરવોમાંથી એક એક જણ દ્રોણ પાસે આવતો ગયો તેને તે દ્રોણગુરૂ પોપટ બતાવતા ગયા અને તેમને કહેતા ગયા કે તમે પોપટ ઉપર નીશાન ધ્યાનપૂર્વક તાકો! પણ જ્યારે હું તમને આજ્ઞા કરૂં ત્યારેજ તમારે તે પોપટ ઉપર બાણ છોડવું. એમ કહીને પોપટ બતાવ્યો ત્યારે કૌરવોએ બાણ ઉપર નીશાન તાક્યું. દ્રોણાચાર્યે પુછ્યું કે, કેમ? પોપટ દેખાય છે કે? ત્યારે કહ્યું કે. હા, પોપટ બરાબર દેખાય છે, ત્યારે પ્રશ્ન બીજો પુછ્યો કે, પોપટનો રંગ દેખાય છે કે? તો જવાબ હા, એમ મળ્યો, ત્યારે કહ્યું કે, તેનું નાક દેખાય છે કે? જવાબ હા, આંખ દેખાય છે કે? જવાબ હા. ત્યારે દ્રોણાચાર્યે કહ્યું કે, તમો એક બાજુ બેસીજાવ, તમારાથી પોપટની આંખ વીંધી શકાશે નહિ. તેજ પ્રમાણે પ્રત્યેક કૌરવોને પુછતા ગયા અને દરેક જણ તેજ પ્રમાણે જવાબ આપતા ગયા તે સર્વેને

દ્રોણાચાર્ય કહેતા ગયા કે તમારાથી આ કામ નહિ બને, કૌરવો પછી પાંડવોનો વારો આવ્યો પાંડવોમાં વીર અર્જુન વૃક્ષ પાસે આવી દ્રોણાચાર્યને દંડવત પ્રણામ કરી ધનુષ્ય લઇને પોપટની આંખ વીંધવા માટે સજ્જ થઇ ઉભો રહ્યો.

તેમને પણ દ્રોણાચાર્યે પોપટ બતાવીને આંખ ઉપર નીશાન તાકવા કહ્યું અર્જુને ધ્યાનપુર્ણ થઇને આંખ ઉપર નીશાન તાક્યું દ્રોણાચાર્યે પ્રશ્ન કર્યો કે, જે ડાળ ઉપર પોપટ બાંધવામા આવ્યો છે તે ડાળ દેખાય છે કે ? જવાબ ના. પોપટ દેખાય છે કે ? જવાબ ના. પોપટનો રંગ જણાય છે કે ? જવાબ ના. આંખ દેખાય છે કે ? જવાબ આંખ શિવાય કાંઇજ દેખાતું નથી. દ્રોણાચાર્યે આજ્ઞા કરી કે, બાણ છોડ, તેજ વખતે કાગળના બનાવેલા પોપટની આંખ વિંધાઈ ગઈ.

**ભાવાર્થ**:—જ્યાં સુધી જે વસ્તુનું ધ્યાન કરતા હોઇએ ત્યાં સુધી તેજ પદાર્થ ધ્યાનમાં રહેવો જોઇએ. ધ્યાન વખતે અન્ય વિષય ધ્યાનમાં આવ્યા કરે તે ધ્યાન તલ્લીનતાને પામેલું ન કહેવાય, તેટલા માટે અભ્યાસ કરતાં જ્ઞાનને શ્રેષ્ટ કહ્યું છે, જ્ઞાન કરતાં ધ્યાનનેજ શ્રેષ્ઠ કહ્યું છે. આવું એકાગ્રતાને પામેલું ધ્યાનજ સમાધિમાં ઉત્તમ ગણેલું છે.

ચોથું તત્વ કર્મફળ ત્યાગ છે. તેથી જ્ઞાની મનુષ્યો જે કર્મ કરે છે તે ફળની અપેક્ષા રાખ્યા વિનાજ કરે છે અને આ પ્રકારના કર્મફળ ત્યાગને ધ્યાનના કરતાં શ્રેષ્ટ છે. જે કર્મફળ

ત્યાગી છે તેનેજ શાંતિ સર્વકાળ રહે છે અને તેવી શાંતિ એજ સર્વ પુરૂષાર્થની સિદ્ધિ છે. કર્મફળ ત્યાગ કરવાથી વાસનારૂપ બિજ બરી જાય છે. તેથી જીવ પરમપદને પામે છે. પરંતુ તે સત્યગુરૂ પારખી સંતોને સરણે થવાથી જીવ સત્ય પારખપદને પામી આપ સ્વયં સ્વસ્વરૂપ ગુરૂપદમાં ( વિદેહમુક્ત થાય છે. )

( યે અભિપ્રાય )

**( અથ વિદેહમુક્ત પારખપદ ગુરૂગમ ગીતા સમાપ્ત. )**

---

# પ્રભાત

સંસાર સમુંદ્રમાં વીશ્વ સૌ, ડુબિયું વાર કે પાર કોઇ ન પાવે
ભર્મ અનુમાનમેં. અચેત જીવ. ડુબીયા, વારકે પાર કોઇ ન પાવે
સુર નર મુનિજન ભામ ભુલી ગયા, કાળ જપાટમાં સર્વ જાવે
યોગ જટા ધરે ભેખ સાધન કરે, વિના પારખ સૌ જીવો ભુલાવે
કામ ઔ. ક્રોધથી મુક્ત જે ના થયા, સાધ્ય વસ્તુતે કહાં હાથ આવે
બ્રાહ્મણ કહાય કે બ્રહ્મ ચીન્યો નહીં, કર્મકી જાળે સૌને ફસાવે
રાજા અને રંકને કર્મથી વશ કરે, મદારી મર્કટ જેમ નચાવે
ભક્ત ભક્તિ કરે ચીત વિષયે ધરે, લાંબા સુર કરી સબ્દ ગાવે
જુઠ અને સાચકી પરખ પાયા નહિ, ભક્તિ પદાર્થ કહાં સત્ય પાવે
ખાનિ બાનિ જાળમેં સત્ય ચીન્હે નહીં, હોય પારખતે દર્શન પાવે
કહે મયાદાસ નિજસ્વરૂપ દર્સે સહિ, સતગુરૂ સરણે જો જીવ આવે

# (ગુરૂ કૃપાથી સત્યનામની કથા પ્રારમ્ભ)

સત્ય કહીએ. સ્વયં અનાદિ ગુરૂપદ સુધ્ધ ચૈતન્ય તે સત્ય) નામ કહિએ સત્યગુરૂના વચનોનો ઉપદેશ બોધ ગુરૂ-ગમ, કથા કહિએ સત્યગુરૂના જે કહેલા કથનો (શબ્દો) સત્ય કથન સત્ય વચન. (સુચના)

સર્વ સંત સમાજ અને સેવક વર્ગને નમ્રતા પુર્વક ખબર આપવામાં આવે છે કે સત્યગુરૂ શ્રીસત્યકબીર સાહેબના સત્ય વચનોને આપ કૃપા કરીને સત્ય નામની કથાને જરૂર વાંચો અને તે કથા એટલે સત્ય સાહેબના વચનો તેનો પસાર જગ્તના જીવોને સમજવા માટે જાહેર કરશો. જેથી જીજ્ઞાશુ જનોને સત્યકબીર સાહેબનો સત્ય બોધ મુક્ત સાધન તે પારખપદ સત્ય તે પુરેપુરૂ સમજાય જેથી જગ્ત જીવો મહાભર્મ ચક્રના અનંત કષ્ટથી બચી સકે માટે સંત પુરૂષો આ સત્ય નામની કથા જરૂર વાંચશો, શ્રીગુરૂદેવની કૃપા અને સંત સમાજની કૃપા દ્રષ્ટીથી પ્રકાસ કરવામાં આવી છે. સર્વ સંત પુરૂષોને હમારિ નમ્રતા પુર્વક બંદગી પહોચે, સેવક વર્ગે સંત પુરૂષો પાસે કથા વંચાવવી જો દરરોજ ના બને તો અઠવાડીયે પણ જરૂર કથા વંચાવવી.

# કથા કરવાના નિયમો.

૧—સંત પુરૂષોને આમંત્રણ કરી પોતાના ઘેર અગર મંદિરે (બોલાવવા) પોતાની સરધા મુજબ ખર્ચ કરી સંતોને ભોજન કરાવવુ.

૨—આસન માટે સાહીત તૈઆર કરી સંતોની પધરામણી કરવી

૩—ચંદન કેશર સાથે તીલક કરીને ફુલહાર ચડાવવા

૪—સંતોના ચરણ પખારી ચરણામ્રત લેવા

૫—પોતાની સરધા મુજબ ભેટ પૂજા કરવી

૬—પ્રસાદ થાર માટે પકવાન લાવવા તથા

ફળ ફળાદિક વિગેરે લાવવા સરધા મુજબ થારમાં પરસાદ ભરી સંતોને આગળ ધરવા પછી સત્યગુરૂ સંત પુરૂષોએ મુળ બીજકનો પાઠ પ્રથમથી સરૂ કરવો સર્વે ભક્ત (સેવક) મંડળે નિવૃત પણે બેસી સત્યગુરૂના સત્ય વચનો એક ચીતે સાંભળવા

(**પ્રથમ પ્રાર્થના**) રાગ સોરઠો

વંદૌ ચરણ સરોજ, જીન યહ બીજક નીર્મયો.
પર્ખ દિખાયો ખોજ, તે ગુરૂસમ દુજા નહીં.
નિર્ણય દિન્હ કૃપાલ, પારખ પ્રકાસી સ્થિર પદ.
પખાયો સબ જાળ, મહાદુ:ખીત જીવ જાનીકે.
દયાક્ષમા સંતોષ, ધિરજ સીલ વિચાર ગુણ.
એક એનેકકો ધોખ, પરખાયો નિજ પર્ખતે

અસરણ સરણ ઉદાર, સુખ સાહેબ સુખરૂપજો.
કહું ટીકા વિસ્તાર, તવ પારખ તે કૃપા નિધિ.
વંદૌ સંત સમાજ, જે નિર્ણે ગુરૂ પર્ખ કે
દ્રઢ મમ હૃદય બિરાજ, સદા સુખી દયા નિધિ.

**સુચના**—સંતગુરૂની પાસે બીજક ગ્રંથનો પાઠ સાંભળવો, કદાપિ ન્હાના ગામમાં સંત આવી પહોચે નહીં તો કોઇ સેવક વર્ગમાંથી જેને સંત પુરૂષ તરફથી જે સેવકને અધીકાર મલ્યો હોય તે સેવક બીજક ગ્રંથનો પાઠ કરવો.

સર્વને સમજ પડે તેવી રીતે શ્રોતા વક્તાએ એક ચીતે શ્રવણ મનન અને નિદિધ્યાસ કરવો પાઠ પુરો થયા બાદ સેવક વર્ગ સર્વે સંતોને નમ્રતા પુર્વક સત્ય સાહેબ બંદગી કરવી, પછી આરતી બોલવી.

---

## (આરતી સત્યગુરૂ દેવકી)

જય સત્ય ગુરૂ સ્વામી ગુરૂદેવ જય સત્યગુરૂ સ્વામી
અખીલ બ્રહ્માંડને જાણો પારખ પદ પામી (જય)

સત્ય કબીર ગુરૂ સંત સત્ય સાહેબ, ગુરૂપદ સત્ય પામી.
ગુરૂપદ સૌથી શ્રેષ્ટ વર્ણવે સૌ નામી. (જય).
બ્રહ્મા વેદ સ્મૃતિ નિત્ય ગાવે, નેતી નેતી ધાવે.
કૃષ્ણ ગીતામાં વર્ણવે, ગુરૂપદ સત્ય લાવે. (જય).
સ્થુલ સુક્ષમને કારણ કહીયે, મહાકારણ પામી.
પાંચમી કૈવલ્ય દેહી, છઠ્ઠી હંસ નામી. (જય).
સાતમી પારખ ભુમી, સંતો પરખાવે સ્વામી.
સુદ્ધ ચૈતન્ય સંત વર્ણવે, ટળે આવાગમન ફામી, (જય).
સૌ સંતોની આરતી ગાઉં, ચરણે શીર નામી.
મયાદાસ સત્ય ગાવે, ગુરૂ અંતર જામી. (જય).

---

## અથ ફલ બીજકકા. દયા ગુરૂકી (સાખી.)

---

બીજક બતાવે બીતકો, જો બીત ગુપ્તા હોય.
ઐસે શબ્દ બતાવે જીવકો, બુઝે વિરલા કોય. (૧).
બીજક કહીએ સાખ ધન, ધનકા કહે સંદેશ.
આતમ ધન જોહિ ઠોરહે, વચન કબીર ઉપદેશ. (૨).
દેખે બીજક હાથલે, પાવે ધન તેહી સોધ.
યાતે બીજક નામભો, માયા મનકો બોધ. (૩).

આસ્તિ આત્મારામ હૈ. મન માયા કૃત નાસ્તિ.
યાકી પારખ લહે જથા, બીજક ગુરૂમુખ આસ્ત. (૪).
પઢે ગુણે અતિ પ્રીતથી, ઠહરિકે કરે વિચાર.
થિરતા બુદ્ધિ પાવે સહી, વચન કબીર નિરધાર. (૫)
સાર શબ્દ ટકસાર હૈ, બીજક યાંકો નામ.
ગુરૂકી દયાસે પરખ ભઈ, વચન કબીર તમામ. (૬)
પારખ વિના પરચૈ નહીં, બિન સતસંગ ન જ્ઞાન.
દુબિધા તજી નિર્ભય રહે, સોઇ સંત સુજાન. (૭)
નીર ક્ષીર નિર્ણય કરે, હંસ લક્ષ સહિદાન.
દયા રૂપિ થિરપદ રહે, સો પારખ પહિચાન. (૮)
દેહ માન અભિમાન કે, નિરહંકારી હોય.
વર્ણ કર્મ કુલ જાતિ તે, હંસ નિન્યારા હોય. (૯)
જગ વિલાસ હૈ દેહકો, સાધો કરો વિચાર.
સેવા સાધન મન કર્મતે, યથા ભક્તિ ઉરધાર. (૧૦)

( ગ્રંથ બીજકનો ટુંકાનમે સીદ્ધાન્ત )

(૧) ઉત્પતી પ્રલય રહિત—જીવ ચૈતન્ય. સત્ય અનાદિ નીત્ય વસ્તુ છે.

(૨) જગ્ત દેહરૂપપ્રવાહ અનાદિ—સૂર્ય ચંદ્ર તારા ગણાદિ તે સ્વરૂપથી અનાદિ તે ખગોળ પીણ્ડ છે.

[શ્લોક] आत्मार्थं जीव लोकेऽस्मिन् कोनजीवति मानवः।
परंपरोपकारादि यो जीवति सजीवति ॥

(અર્થ) એ સંસારમાં આપણે માટે કોણ નહીં જીવતા, પરંતુ જીવવું મહાપુરૂષોનું સફળ છે. જો બીજાઓના ઉપકારને માટે જીવે છે. તેવા સંત પુરૂષોને ધન્ય છે કે મરતા સુધી પણ પરમાર્થ છોડતા નથી.

(સાખી) સંત બડે પરમાર્થી, સીતલ જીનકા અંગ,
તમ બુઝાવે ઓરકી, દે દે અપણા રંગ.

(શ્લોક) परोपकार शून्यस्यादिह मनुष्यस्य जीवितम्।
धन्यास्ते परते पशवोयेषां चर्माण्युप करिष्यति ॥

(અર્થ) એ નર અને નારિઓને ધિક્કાર છે કે જેણે કોઇકા ઉપકાર નહીં બનતા, એવા મનુષ્યો કરતા તો પશુઓ કે જીવતું ધન્ય છે કે આપણા ચામડાવડે દુસરા બીજાઓ કે પ્રતિ ઊપકાર હોય છે.

(સાખી) પશુકી પનિયા બને, નરકા કછુ ન હોય,
જો નર સત્ય કરણી કરે નરકા નારાયણ હોય.

---

( સુચના ) કોઇ પણ બાબતની સંકા હોય તેને પોષ્ટ માર્ગે પ્રશ્ન પુછવો જુવાબ મલે છે. રીપલાઈ પત્ર લખશો )

# પાખંડિ કાનફું કે ગુરૂ ઔર ભેદી વિવેકી સંત ગુરૂકા પારખ અંગકા ચોપાઇ.

ગુરૂ ગુરૂ કહી સબ વિશ્વ પુકારૈ, ગુરૂ સોઇ જો ભર્મ નિવારૈ,
બહુત ગુરૂ હૈ અસ જગ માંહી, હરે દ્રવ્ય ભવદુઃખ હરે નાહીં.
તાસે પ્રથમ પરિક્ષા કીજૈ, પીછે શિષ્ય હોય દિક્ષા લીજૈ,
બીન જાને જો કોઇ ગુરૂ કરહીં, સો નર ભવસાગરમેં પરહી.
પાખંડી પાપી અવિચારી, નાસ્તિક કુટિલ વૃતિ બકધારી,
અભિમાની નિન્દક શઠ નટખટ (દંભી),
દુરાચારયુકત અબલા લંપટ,
ક્રોધી ક્રૂર કુતર્ક વિવાદી, લોભી સમતા રહિત વિષાદી (દુખદાયક)
અસૈ ગુરૂ કબહૂં ભૂલિ ન કીજે, ઈનકો દૂરસેહિ તજિ દીજે.

## સાચા સત્યગુરૂ વિષે.

સાખી–ગુરૂકો કીજે બંદગી, કોટી કોટી પ્રણામ;
કીટના જાણે ભ્રીંગકો, ગુરૂ કરી લે આપ સમાન.

### ચોપાઇ.

નિગમાગમ રહસ્ય કે જ્ઞાતા, નિસ્પૃહહિત અનુશાસન દાતા,
દયા ક્ષમા સન્તોષ સંયુક્તા, પરમ વિચારવાન ભવમુક્તા,

લોભ મોહ મદ મત્સર આદી, રહિત સદા પરમાર્થ વાદી,
રાગદ્વેષ દુઃખ દ્વન્દ નિવારી, રહે અખંડ સત્ય વ્રતધારી.
ભદ્રવેષ મુદ્રા અતિ સુન્દર, ગતિ અપાર મતિ ધર્મ ધુરન્ધર,
કૃપયા (કૃપા કરકે) ભક્તનપર કરિ પ્રીતિ,
યથા શાસ્ત્ર સિખવૈં શુભનીતિ,

સાખી–જિનકે શ્વપનેહુ ક્રોધ ઉર, કબહુઁ ન હોત પ્રવેશ;
મધુર વચન કહિ પ્રીતિયુત, દેત સબહિ ઉપદેશ.

## ચોપાઇ.

હરૈં પ્રબોધ (અજ્ઞાન) બોધપ્રદ જનકે,
નાશિ અશેષ કલેશ જીવનકે,
કૃત્યાકૃત્ય વિકૃત્ય કર્મકા, ન્યાયાન્યાય અધર્મ ધર્મકા.
વિવિધ ભાંતિ નિશ્ચય કરવાઇ, ભિન્નભિન્ન સબ ભેદ લખાઇ,
સત મિથ્યા વસ્તૂ પરખાવેં, સુગતિ કુગતિ મારગ દર્શાવેં.
તેહિ ગુરૂકી શરણાગતિ લિજૈ, તન મન ધન સબ અર્પણ કીજે,
તન યાત્રા નિર્વાહકે કારણ, માંગે દેયં સો કીજે ધારણ.
લૈ ભિક્ષુકસમ દીન ભાવ મન, કરે પ્રણામ દંડવત ચરણન,
મહા યજ્ઞકો ફલ વહ પાવૈ, સકૃત(એકવાર) વન્દિ ગુરૂશીશ નમાવે.
(સાખી)–યહિ વિધિ ગુરૂકે શરણ હોય, કરે નિરન્તર સેવ,
ગુરૂસમ જાને ઔર નહિ, ત્રિભુવનમેં કોઇ દેવ.

# જેને કંઠી ઉપદેશ લેવો હોય તેને કથાના પ્રસંગ સાથે ગુરૂમંત્ર લેવો.

(સત્ય સુકીત સનાતન સ્વામી) નમું નમું ગુરૂ અંતરજામી) (એ અમર મંત્ર છે.)

હવે પ્રસાદ (થાર) વહેચાઇ રહ્યાં એટલે ગૃહસ્થી વર્ગ સર્વ સેવક મંડળ આપ આપણા ઘેર પધારવું.

(સુચના) સંત પુરૂષોએ ઉપરનો મંત્ર શ્રેષ્ઠ છે માટે શિષ્ય વર્ગને સત્યનો તે મંત્ર દ્રઢ કરાવવો)તે મંત્ર અતિ ઉત્તમ છે.

(અમર મંત્ર એટલે જન્મ મરણથી બચવાનો મંત્ર એ(૨૨) અક્ષરનો મંત્ર જીજ્ઞાસુજનોએ પઠન પાઠન કરવો તે મંત્ર જપ-વાથી ઘણોજ લાભદાયીક છે.

( ઇતીશ્રી સત્ય નામની કથા સમાપ્ત )

( સદ્‌ગુરૂ શ્રી સત્ય કબીર (સત્ય સુકીત) સાહેબકી દયા )

(સુચના) કથા કરનારે બીજક ગ્રંથ પોતાની પાસે રાખવો) સત્ય કબીર સાહેબના સીદ્ધાન્તમાં બીજકગ્રંથ સત્ય ટકસાર છે.) મુળ બીજક ગ્રંથ તથા બીજક ગ્રંથ સંતશ્રીપૂરન સાહેબની ટિકાવાલો મંગાવી રાખવો. મુળબીજકની કી. રૂ. ૦—૧૪—૦ તથા ટિકાવાલો ગ્રંથ રૂ. ૫) એ રીતે મલે છે.

મળવાનું ઠેકાણું.

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
મુ. અમદાવાદ ઠે. ત્રણ દરવાજા.

## ( એ જીવનું મહાબળ વર્ણન )

માનુંષ્ય દેહમાં નિંદ્રા સમયમાં જ્યારે સ્વપ્ન થાય છે ત્યારે આપ (પોતે) તે સમયમાં એ જગતનું સ્વરૂપ બનાવી તે બનાવ રૂપ જગતને પોતેજ દેખે છે, પરંતુ તે જીવને તે સમય તેને તે ભાન નથી કે આ રચના મેં (પોતે) બનાવી છે, નહીં જાણવાનું કારણ કે? તે માયાવી રૂપ દેખી મોહરૂપ અગ્નીમાં અંજાઈ જઇ પોતાનું ભાન ભૂલી ગયેલા છે. તેવી રીતેજ એ જીવ જાગૃત સમયમાં જ્યારે જગત આદિ પોતાના વ્હેવારના કારણને લઇ તે કારણને વશ થઈ તેમાં માયાના પ્રસંગને જોઇ તેમાં મોહવશ થઇ તેમાં અંજાઇ જાય છે. પરંતુ કોઇ વીચાર માન સંતની સાથે જો સત્યસંગ કરે છે તો તે સંત તુરત તેને તે ભુલ દર્શાવે છે ત્યારે તે માયા મોહથી રહિત થાય છે.

---

(ભાવાર્થ) ચૈતન્ય મહા બળવાન છે, અનંતો બ્રહ્માણ્ડો કહિયે અનંતો દેહો, તે ચૈતન્યવડેજ છે.

(સાખી) સબકી ઉત્પત્તિ જીવશે, જીવ સબનકી આદિ.
નિર્જીવશે કછુ હોત નહીં જીવ પુરૂષ અનાદિ.
જીવ વિના નહીં આત્મા, જીવ વિના નહીં બ્રહ્મ,
જીવ વિના સિવો નહીં જીવ વિના સબ ભર્મ.

નિત્ય વસ્તુ તે જગતમાં આત્મા ( ચૈતન્યજીવ) તે દ્રવ્ય છે. બીજું સર્વ કુપદ્રવ્ય છે. અનિત્ય છે.

( સત્ય કબીર સાહેબ બીજક ગ્રંથ )

---

જીવરૂપ જમા હૈ, તાકા સબ વહેવાર,
જીવ અનુમાને સબબન્યા, બાની ખાની વિચાર,
જીવ જમા એ સત્યહે ભાઇ, દુશરા સર્વ ખર્ચ રહાઇ.
જીવ જમા ના હોતેભાઈ, સબ સીદ્ધાન્ત એ કૌન ઠહરાઇ.

दया गुरुकी।

# अथ संज्ञापाठ सार।

गुरुस्तुति.

दोहा—नमो नमो गुरु देवजू, साधु स्वरूपो देव।
आदि अंत गुण कालके जाननहारे भेव॥१॥
सोरठा-मेटेउ कालको जाल, ताते गुरु वनामयह।
बन्दीछोर दयाल, अशरण शरण उदार अति॥२॥

चोपाई—दीनबन्धु करुणामयसागर॥ हंस उधारण तारण आगर॥ दीनानाथ शरण सुख दाई॥ अभय तासु पद गुरु समराई॥ बन्दीछोर बिरद अति तासू। हंसरूप परगट जगजासू॥ अधम उधारण तारण स्वामी॥ परवर दिगार मालि अनुगामी॥ काल जालके मेटनहारे॥ बिरद लाज राखन पति प्यारे॥ धीरज दया तत्व संयुक्ता॥ राम भूमिका बासत युक्ता॥ चिंता रहित अचिंत गोसांई॥ परमरूप परकाशक सांई। आंख ब्रह्मांडके जाननहारे॥ कर्ता नामप्रगट विस्तारे॥

निष्कामी माया परचंडा ॥ ताको नासक पूर्ण ब्रह्मंडा ॥ मंगल रूप गोसांई आपू ॥ जगत निर्दित पूरण परितापू ॥ साहेब निर्भय पद दातारा ॥ कर्ता पुरुष सबनके पारा॥महा मोह दलनाशक स्वामी ॥ हंसन नाह अपार अगामी ॥ आनंद सिंधु अहंतातीता ॥ रामरूपमें परम पुनीता ॥ सत्य यथारथ अतिप्रिय साधू ॥ मन मायाको मेटेउ व्याधू ॥ पूजनीय अनुमान विनासिक ॥ सत्य सुकृत प्रकाश प्रकाशिक ॥ नाम मुनिंद्र सबन सुखदाई ॥ बारम्बार कहों गोहराई ॥ सत्यसिंधु प्रभु दीन दयाला॥ नाशक अनुमय सहज कृपाला ॥ आपु जीव निःकर्म निधाना ॥ शब्दी अजर अकाल समजाना ॥ साधुरूप पूरण परमाना ॥ गरीब निवाज गहहु गुरुज्ञाना ॥ झाई शब्द परखावनहारे ॥ तारण तरण बिगत सम्भारे ॥ मन अनुमान गुमान विनाशिक॥ मोदप्रत्यक्ष दाननिज दासिक ॥ वेदकुरान बुझावे यथारथ ॥ मन क्रम वचन साधुमें स्वारथ ॥ इति ऱतनाम गुरू गानि आई ॥ सब वृत्तांत गुरुमुख

जो बुझाई ॥ साधुगुरु कबीर गोसांई ॥ बन्दीछोर नाम जपु गाई ॥ ३ ॥

दोहा ।

गुरुके अमृत बच्चन सुनि, शिष्य श्रवण मन देय ।
झांईसंधि औ काल गुण, तुरित मिटे नहिं लेय ॥४॥

छन्द–तुम होहु जाहि दयाल । सकलोजाल ताकर नासि हो ॥ तुम बिना न मिटे है काल । सुकृत पाल परख प्रकाशि हो ॥ का करों मैं अस्तुति आज सतगुरु । कियो बहुत उपकार हो ॥ तुम बन्दीछोर कबीर साहेब । मेटिया भव भार हो ॥ सब करों निछावर तोर परम गुरु । तन मन धन सब खेह हो ॥ मन सुरति राखो चरणमें । यह नाशमान हैं देह हो ॥ परख पदको पाय साहेब । मेटि गयो सब भास हो ॥ ब्रह्मजगत अनेक बानी । रही न काहूकी आस हो ॥ ५ ॥

सोरठा ।

शरण शरणगुरुराय, बहुत सुखी मोको कियो ।
पूरन बंदत पाय, सब अपराध छिमा करो ॥ ६ ॥

दोहा ।

मैं नलायक प्रश्न कियो, तुम समझावउ मोहि।
मोसे बोलत नाबन्यो, छिमा करो प्रभु सोहि॥७॥

छन्द—समझि देखुचित्त त्यागि, नास्ति सुखजो अनित्य पागि, गुरु चरणन करु संगति, संत साधुकी ॥ हो मिस्कीन, राखु निश्चय आकीन, तूतो जमापद बाकी, खर्च काहे अबादकी ॥ मनमनसा दोऊलौंडि, निकारिडारो, मारो हंकार तृष्णा कुबुद्धि कुबादकी ॥ रूप हंस धार, ठहरि कीजिये विचार याद् बफादार दीनानाथ, दीनबंधु गुरु साधुकी ॥८॥

शब्द अष्टपदी ।

प्रभुजी तुम विन कौन छुडावे ॥ महा कठिन यमजाल फांस दे, तासों कौन बचावे ॥ १ ॥ नाना फाँस फँसाय जीवको, अपनो रूप छिपावे पंच ॥ कोश ह्वे परगट ग्रासे, तेहिको कौन लखावे ॥ २ ॥ आपुहि एक अनेक कहावे, त्रिविधि रूपबनावे सैन पाठ होय दुष्ट नष्ट सो, परलय अंत देखावे ॥ ॥ ३ ॥ विषय विकार जगत अरुझावे, जहां तहां

भटकावे ॥ योग ध्यान विगुर्चन भारी, ताहि गुरु ते अटकावे ॥ ४ ॥ आस नाम नौका बैठावे, भवके धार बहावे ॥ तत्त्वमसी कहि ताहि डुबावे, अंत कोइ नहिं पावे ॥ ५ ॥ चारि मुक्ति चौरासी, तेहि मिलि हेतु बढावे ॥ नेम धर्म पूजा औ संजम, बहुविधि लागि लगावे ॥ ६ ॥ भेष अलेख करे को पावै, जीवहि चैन न आवे ॥ चारि वेद षट अष्ट-दशों ले, शून्यहि शून्यसमावे ॥ ७ ॥ काल चक्र बसि उत्पत्ति परलय, जीव दुसह दुःख पावे॥साहेब दया कीन्ह परखाये, रामरहस गुण गावे ॥८॥९॥

दोहा ।

सुख साहेब सुवरूप जो, हरन कालके पीर।
जो जन आवे शरणमें, परखि लगायेउ तीर ॥१०॥
करुणार्णव कृपाल गुरु, सुखनिधान दुःखभूर ।
बन्दीछोर अशरण शरण, परख प्रकाश निजमूर॥११॥
जीवनके दुःख मेटिया, परखाये सब जाल ।
ताते गुरु तुम नाम यह, बन्दीछोर दयाल ॥ १२ ॥

अशरण शरण नाम तुव, बरणतैं सब संत ।
ताते गुरु न विसारियें, परखायो जीव भ्रांत ॥१३॥
जो गुरु बसे बनारसी, शिष्य समुन्दर तीर ।
विसराये बिसरै नहीं, जो गुण होय शरीर ॥१४॥
गुरु उपमा क्या दीजिये, पटतर नाहीं कोय ।
पलक पलक करों बंदगी,छिन छिन निरखों सोय॥
जो तू चाहे मुझको, छाँड सकलकी आस ।
मुझही ऐसा ह्वै रहो, सब सुख तेरे पास ॥१६॥
साहेब दीनदयाल गुरु, सो पर और न कोय ।
शरण आय यमसे बचे, आवागवन न होय ॥१७॥
दयाकरन अवगुण हरण, तारण तरण उदार ।
अशरण शरण बंदों चरण,तुम विन नहिं निस्तार॥
देखि अधमता आपनी, परवश यमके हाथ ।
त्रसित गहेउं साहेब शरण,भवभय हारि सनाथ१९
प्रभु सब लायक पारखी, हौं भर्मिक अज्ञान ।
लोह कनक पारस करे,साहिब शरण समान ॥२०॥
वन्दों चरण सब दुःख्न हरण, प्रभु प्रसाद दुःख भूरि ।
दयाकरी दुःख सब हरी, संसृति शूल भौ दूरि ॥२१॥

बहेवहाये जात थे, भव सागरके माहिं ।
थाकरी परखाय सब, शरणाये गहि बाहिं ॥२२॥
संतत अभय गुरुके चरण, सदा परख परकास ।
शमन सबै भव जाल तम, रामरहस सुखबास॥२३॥
सर्वोपरि गुरुके चरण, जो हारी भव खेद ॥
परम उदार सागर दया, थाह न पावे वेद ॥२४॥
चारि वेद जग विदित हैं, ब्रह्मा कीन्ह प्रकास ।
चारि रूपसो जानिये, चारि अवस्था भास॥२५॥
भास मिटावे जीवको, काटे यमके फंद ।
साहेब दीनदयाल गुरु, संशय खंडे दुंद ॥ २६ ॥

छंद--साहेब स्वतः प्रकाश पारख । त्रास नहीं यम दंडके ॥ बास शरण बिलास ताजि । सब आस पिंड ब्रह्मांडके ॥ गांस फांस मिटाय दास । हुलास ज्ञान अखंडके ॥ नहिं नाश ते इतिहास सुनि । सो आदि अंत प्रचंडके ॥ यम हंत एक अनंत । तेहिके फांस बहु वर्णंतके ॥ बहु जंत गाई हरंत । कूप पतंत बहुते गनंतके ॥ सब दास होई रहंत । दुष्ट

परंत चीन्ह न कंतके॥ आदि अंत जे सुनहि संत। नहिं धावहि सो बे अंतके॥जीव हाल जीन्ह बेहाल। काल कराल सुनि अवजालके॥ उरसाल अनेकन्हि भाल। सो बाचाल कवितन गालके ॥ तेहि टाल डाल प्रचंड होहू। निहाल नाल कृपालके ॥ लहू परख माला माल भेटि। भव जाल शरण दयालके॥ यह बुदबुदा जो शरीर। नीर न थीर झूठा हीरके ॥ परपंच बहु ततबीर। तेहिके बीर उबरे हीरके ॥ तजुललानि कीर फकीर। जेहि डर नहिं उजि अमीरके ॥ गुरु पीर हरे भवभीर। अभय गंभीर शरण कबीरके ॥ नारदादि शुकादि दै। ब्रह्मादि सब जेहि गावहीं ॥ गाई धाई हेराई। बारम्बा मन पछतावहीं॥जस जस जतन छूटन करहीं। भव बूडे थाह न पावहीं ॥ सोई धार कठिन अंधार। ते गहिं पार पारख लावहीं ॥ २७॥

दोहा--संतत सुख है पार्खमें, साधन जतन विनास
भूलिभटकिमतिजाहु जिय, त्रिविध कर्मके फांस॥

अर्जनामा अष्टक--हौं सेवक अज्ञान मोपर। दया दृष्टि निहारिये ॥ बाल जानि कृपालु मोको। सुरतिसे नहिं टारिये ॥१॥ हौं [illegible] बुद्धि मलीन। जगत आधीन मैं ताते भयो ॥ जो होय तुव पद लीन सोई। विपिन मन काहे न रह्यो ॥ २ ॥ यह जगत जाल कराल। मोह विशाल मोहि अछो लग्यो ॥ यह कनक कामिनि नाल देखि। बैराग सब चितसे भग्यो ॥ ३ ॥ नहिं काम हैं धन धाम। सब बेकाम सपनासो दिखे ॥ पर चित छाडत नाहिं आसा। काह भये बहु पढ लिखे ॥ ४ ॥ अब करत दास पुकार, बारम्बार गुरु सुन लीजिये ॥ तुम सकल राग छुडाय। दृढ बैराग मोको दीजिये ॥ ५ ॥ तुव नाम पतित उधार, मोते न पार कोई दीन है॥ अब बन्यो है जुग यार। तुव आधार ताते कीन्ह है॥ ६ ॥ बानेकी लाज तुम्हारि। परख विचारी सुख साहेब धनी ॥ मैं पतित हौं लाचार। दास तुम्हार गुरु साहेब गनी ॥७॥ अब दास पूरन कीन्ह बिनती। सुनहु दीन उधारणा॥

मैं परयो हौं जग जंजाल माहीं। मोहिं साहेब तारणा ॥ ८ ॥ २९ ॥

अष्टक—सुख साहेब सुखरूप सुखधन, दुसह दुःख निवारणं॥ पारखके प्रकाश कर्ता दीन जीव तारणं ॥१॥ यह ब्रह्म जग-ो शोक सकलो धोख भर्म बिडारणं ॥ महा मोह कराल नाशक सकल भव भय हारणं ॥२॥ यह वेद शास्त्र पुराण एक, अनेक जालहि खंडणं ॥ झांई संधि औ काल भासिक, दया धीरज मंडणं ॥ ३ ॥ एक जीवको अनुमान, सब तोफान जग तामें फँसो ॥ सोई गांस फांस छुडाय, निज पद पाय पारख दृढ ठसो ॥४॥ नहिं कल्पना अनुमान, सो परमाण अब को कहि सके ॥ प्रत्यक्ष पारख छोडिके, यह वेद नाहक मरि बके ॥५॥ सोई होहु आप कृपाल, तब सब जाल जीवन छूटि हैं ॥ निज दास होय हुलास, तबहीं भास सकलो टूटि हैं ॥६॥ मैं चरण सेवक दीन, तुम परवीण दया कीन्ह हो ॥ मैं हीन छीन

मलीन प्रभुजी, बाँह गहेकी लीन्ह हो ॥७॥ बाँह गहेकी लाज पूरन, शरन तुमको आज है ॥ नहिं औरसे कछु काज, गुरुपद सकल सुखको साज है ॥ ८ ॥ ३० ॥

घनाक्षरी–अजर अखंडरूपि, परम प्रकाशी देखो, सूर्यसे उजासी लेखो । अतिहि सोहायो है ॥ ब्रह्म जग भर्म मिटि, झांई संधि काल नाशी, संशय सब चूर करी, धूरसी उडायो है ॥ वेदहु प्रमाण और बानीनके मत जेते, औरहु सिद्धांत सोतो, सर्व ले देखायो है ॥ सबहुके जाने सोतो, सर्व हुसे न्यारो रहेसोई गुरुरूप निज, पारख लखायो है ॥२१॥

दोहा ।

बारों तन मन धन सबै, पद परखावनहार ।
युग अनंत जो पचि मरे, बिन गुरु नहिं निस्तार३२

दोहा ।

बंदनिये गुरु परखको, बारबार कर जोर ।
दयाकरण संशय हरण, संतरूप प्रभु तोर ॥३३॥

बंदीछोर कृपाल प्रभु, विघ्न विनाशक नाम ।
अशरण शरण बंदो चरण, सब बिधि मंगलधाम ॥३४॥
बंदे सन्त खपारखो, शीस भेंट धरु हाथ ।
बचन उच्चारो बंदगी, सत्य प्रेमके साथ ॥३५॥

( सब सेवक तथा साधु मिलके संतसमाजको बंदगी भये बाद सब मिलके गुरुकी आरती बोलना )

आरती शब्द--आरती हो गुरु आरती हो ॥ आरती गरीब निवाज, साहेब आरती हो ॥टेक॥ ज्ञान अधार बिवेककी बाती, सुरती ज्योति जहँ जाग ॥ १ ॥ आरती करूं सतगुरु साहेबकी, जहां सब संत समाज ॥ २॥ अरस परस मन बहु आनंदभयो, टूटि गये सब यमके जाल ॥ ३ ॥ साहेब कबीर संतनकी कृपासे, भयो परखपरकाश ॥३६॥

दोहा ।

दासजानि निज आपना, विनती सुनिये मोर ।
बिनवतहौं कर जोरिके, गुरु शरणागत तोर ॥३७॥
कामक्रोध मद लोभमें, नित मैं रहों भुलाय ।
दीन दास प्रभु जानिके, लीजे बन्दि छुडाय ॥३८॥

मम दृष्टि महा मलीन है, नाना बानीके बीच।
दया करी गुरु बोधिये, मैं अधम अति नीच ॥३९॥
काल जाल बहु फेरमें, परयो में निपट गंवार।
शरण आयेको लाज है, साहेब लीजे उबार ॥४०॥
मन बच कर्म गुरु साधुसे, टूटे ना मम नेह।
बन्दी छोर यहि दीजिये; वरदान सदा अक्षेह॥४१॥
साहेबके दरबारमें, कमी काहुकी नाहिं।
वंन्दा मोहि पावै नहीं, चूक चाकरी माहि ॥४२॥
श्लोक–न गुरोराधिकं तत्त्वं, न गुरोराधिकं तपः॥
गुरुज्ञानात्परं नास्ति, तस्मै श्रीगुरवे नमः ॥४३॥

इति संध्यापाठ गुरुस्तुति गुरुकी दयासे संपूर्ण

## [ નિતિ નિયમો. ]

---

### અહીંસા ધર્મ પાળવો.

(૧) સત્ય બોલવું, સત્ય પાળવું હમેશાં સત્યસંગ કરવો. સંતગુરૂનાં દર્શન કરવા, સર્વ જીવોપર દયા રાખવી. દયા એજ મુળ સત્ય ધર્મ જાણવો.

(સાખી) જીવવિના જીવ બચે નહીં, જીવકો જીવ આધાર,
જીવ દયા કરી પાળીએ, પંડિત કરો વિચાર.

(૨) પાણી ગાળીને વાપરવું પાણી ગાળવાથી અનંતો પોળા આદિ જીવો બચી શકે છે.

(૩) અનાજને ઝાટકીને ( સોજુ કરીને ) વાપરવું.

(૪) ચુલો સળગાવતાં ચુલાની અંદર અને સાવણી લઈ પ્રથમ વાળી નાખવુ પછી અંદર અગ્નિ સળગાવવો

(૫) અનાજ ખાંડતી વખતે ખાંયણીઆમેં તપાસવું કંઈક જીવો અંદર રહે નહીં માટે સાફ કરીને ખાંડવું.

(૬) ચાલતા રસ્તામાં કિડિ અગર મંકોડા આદિને જાળવતાં પગ અગર જોડા મુકવા ચાલતા નીચે જોઇ ચાલવું.

(૭) નિશો (કેફ) ગાંજો દારૂ તાડી અફીણ ભાંગ આદિ અવગુણ કર્તા વસ્તુઓને ગ્રહણ કરવી નહીં.

(૮) સત્ય સંતોને સાથે હમેશાં સદઉપદેશ સત્ય વચનો સાંભળવા જેથી જન્મ મરણરૂપ દુઃખથી બચો.

( હે જીવ તું અપણા દુઃખકો સંભાળ, જે દુઃખ વ્યાપી રહ્યો સંસાર )

જગતમાં મોટામાં મોટું દુઃખ જનમવું અને મરવું મહા કષ્ટ છે. એક એકકે માંથે એક એકકા ભય રહે છે જો પશુ યોનીમાં જન્મ થાય છે ત્યારે જે જે યોનીમાં ગયો ત્યાં તેણે ઘણોજ ત્રાસ (ભય) રહે છે. હરણ અગર કિડિ અથવા સિંહ થયો તો પણ તેણે માંથે એક એકકા ભય રહે છે, કંઈ ઝાળામાં અગર ગુફામાં રહે છે. ત્યાં સોકવાનજ રહે છે અરે હમણાં કોઇ આવીને મને મારી નાખશે, સિંહ થયો તો પણ તેને પારધીનો

ભય જરૂર રહે છે, તા કારણથી હે જીવ તું આપણા દુઃખને સંભારને ગુરૂ સરણ થઈ. તે દુઃખથી બચવાનું સાધન કર, પશુયોનીમાં પોષણ પણ પુરેપુરૂ મલે નહી સદા દુઃખી રહે છે, ખાવાનું કંઇ મલ્યું હોય તોપણ બીજું કોઇ જનાવર આવે તો તે લઈ જાય એવા અનેકો ત્રાસ ( ભય ) સહન કરવા પડે છે, માટે હે જગ્ત જીવો તેવા મહાન કષ્ટથી બચવાનો ઉપાય જરૂર સોધી મોક્ષ થાવો, વારંવાર ગર્ભવાસમાં જાવું તે નર્કવાસજ છે, અનંતા કાળથી દુઃખી થનાર હે જીવો હવે તો ચેતો, જાગૃત થાવો ?

## પ્રશ્નો ૩૩

૧ દત બડેકે સત ? ૨ નારાયણ બડે કે નામ ? ૩ જ્ઞાન બડે કે જ્ઞાતા ? ૪ ધ્યાન બડે કે ધ્યાતા ? ૫ જ્ઞાન બડેકે ગુરૂ ? ૬ ધેય બડે કે ધ્યાતા ? ૭ વેદ બડે કે બ્રહ્મા ? ૮ ભક્તિ બડે કે વિષ્નુ ? ૯ યોગ બડે કે સિવ ? ૧૦ સિવ બડે કે જીવ ? ૧૧ રામ બડે કે વસીષ્ટ ? ૧૨ કૃષ્ણ બડે કે ગુરૂ ? ૧૩ જગત પહેલે કે મનુંષ્ય ? ૧૪ બાપ પહેલે કે પુત્ર ? ૧૫ રાજા પહેલે કે રઇયત ? ૧૬ કર્મ બડે કે કર્મી ? ૧૭ બીજ પહેલે કે વૃક્ષ ? ૧૮ રાત્રી પહેલે કે દિવશ ? ૧૯ પુરૂષ પહેલે કે સ્ત્રી ? ૨૦ કર્મ પહેલે કે પ્રાલબ્ધ ? ૨૧ ગુરૂ પહેલે કે સીષ્ય ? ૨૨ ઇશ્વર પહેલે કે જગત ? ૨૩ પ્રથમમાં ચૈતંન્ય એક કે અનેક ? ૨૪ એકથી અનેક થયા કે એકજ છે ? ૨૫ અનેક છે કે એકથી અનેક થયા છે ? ૨૬ અંતે ચૈતન્ય કોઇમાં મલે છે કે ચૈતન્ય પદમાં ચૈતન્ય સ્વયંજ રહે છે ? ૨૭ તે ચૈતન્યનો મોક્ષપદ જીવન મુક્ત ભુમિકા કઇ ? ૨૮ તે ચૈતન્યની વિદેહમુક્ત ભુમિકા કઇ ? ૨૯ ઇશ્વર કોણે કહો છો ? ૩૦ બ્રહ્મ કોણે કહો છો ? ૩૧ આત્મા કોણે કહો છો ? ૩૨ મન કોણે કહો છો ? ૩૩ ઇશ્વર અને બ્રહ્મ આત્મા અને મન અને ચૈતન્ય તે

સર્વનું રહેઠાણ કહો. ભુમિકા કહો આદિ અંત અને મધ્ય તે ખુલાસો આપો. તેમાં આદિ કોણ છે અને આદિ કોણ નથી, ચૈતન્યો ન્યારા રહે છે કે અંતે વિદેહ મુક્ત થનારા સર્વ એકમાં એક મલી જાય છે કે કેવી રીતે રહે છે. પારખ પદ (ગુરૂપદ) તેનું વીવર્ણ લખો.

એહ તેતરીશ પ્રશ્નોને ખુલાશો બુદ્ધિવાન મનુંષ્ય આપી શકે છે પત્ર વ્હેવારથી જરૂર ઉત્તર આપશો જેને પ્રશ્નો વાંચવામાં આવે તે મનુષ્ય જરૂર ખુલાશો ઉત્તર આપો જો તુમ્હારી બુદ્ધિ ના ચાલે તો સત્યસંગ આશ્રમમાં પ્રગટ થયેલો ગ્રંથ ( સત્ય સોધન બોધ ગુરૂગમ કુંચી) નામે ગ્રંથ જરૂર મંગાવો–તે ગ્રંથથી વિચારમાન મનુંષ્ય જરૂર ખુલાશો આપી શકશે ( ઉત્તર આપી શકશે ) કીમ્મત રૂ. ૧ા~ પોષ્ટ માર્ગ પૈસા મોકલાવી આપો ઘેર બેઠાં મોકલવામાં આવશે. સર્વ ગ્રંથોના પ્રમાણ સાથે એહ ગ્રંથ પ્રગટ કરવામાં આવ્યો છે જ્હેનો અને ભાઇ- ઓને સાધારણ મનુંષ્ય પણ સમજી શકે તેવો ઉત્તમ ગ્રંથ ગુજરાતી લીપીમાં છપાવ્યો છે તેમાં ગરબા, ધોળ, દ્રષ્ટાન્ત ભજનો પંચિકરણ અને બીજકસાર વીગેરે પાંચ ફોટા સાથે એ ગ્રંથ જરૂર મંગાવો શ્રી સત્યગુરૂના અમુલ્ય વચનો વાલો ગ્રંથ મંગાવનારે હિંમતવાન થવું જોઇએ વારંવાર એહ ગ્રંથ મલવો મુશકીલ છે અને મનુંષ્યદેહ પણ મલવો દુર્લભ છે.

( શ્રી સત્યગુરૂ સંતપુરૂષોની કૃપાથી ગ્રંથ સમાપ્ત )



# પ્રશ્નો ૩૩ ના અર્થો ગ્રંથ સત્ય શોધન બોધ ગુરૂગમ કુંચીમાં પાનાવાર દેખો.



(પ્રથમ પ્રશ્નનો જુવાબ–પાને ૨૨–૧૬૫.) ૨ ! પાને ૨૫ ૩ ! પાને ૧૭૫. ૪ ! પાને ૭૯. ૫ ! પાને ૧૯૨. ૬ ! પાને ૧૮૧. ૭ ! પાને ૮૯. ૮ !પાને ૩૮. ૯ ! પાને ૬૯. ૧૦ ! પાને ૧૭૫. ૧૧ ! પાને ૮. ૧૨ ! પાને ૧૩૯. ૧૩ ! પાને ૫૭. ૧૪ ! પાને ૧૭૬. ૧૫ ! પાને ૯૩. ૧૬ ! પાને ૧૮૭. ૧૭ ! પાને ૬૯. ૧૮ ! પાને ૨૩. ૧૯ ! પાને ૯૪. ૨૦ ! પાને ૯૫. ૨૧ ! પાને ૭૭. ૨૨ ! પાને ૧૯૧. ૨૩ ! પાને ૧૯. ૨૪ ! પાને ૫૭. ૨૫ ! પાને ૫૭. ૨૬ ! પાને ૧૯૦. ૨૭ ! પાને ૧૮૭. ૨૮ ! પાને ૧૯૦. ૨૯ ! પાને ૧૭૪. ૩૦ ! પાને ૧૭૫. ૩૧ ! પાને ૧૭૫. ૩૨ ! પાને ૧૭૦. ૩૩ ! પાને ૧૮૨.

---

એ (૩૩) પ્રશ્નોના અર્થ ગ્રંથ સત્ય શોધન બોધ ગુરૂગમ કુંચીમાં ઉપરના પાના પ્રમાણે નંબર વાર જોવા માટે આ ઉપરના અર્થ લખવામાં આવ્યા છે.

# સત્યસંગ આશ્રમમાં પ્રગટ થયેલા પુસ્તકો નીચે મુજબ.

---

જીજ્ઞાસુ જનોને નમ્રતાથી જણાવવામાં આવે છે કે • લખેલા પુસ્તકો આપ જરૂર મંગાવી વાંચશો આપના મોકલે પૈસા સત્ય માર્ગમાંજ વપરાશે. એક પંથ ને દો કાજ.

| | | |
|---|---|---|
| ૧ | સત્યશોધન બોધ ગુરૂગમ કુંચી | કી. રૂ. ૧—૦ |
| ૨ | સત્ય શબ્દાવલી દ્રષ્ટાન્ત સાથે | કી. રૂ. ૦—૪· |
| ૩ | ભજનો અને દ્રષ્ટાન્તો | કી. રૂ. ૦—૧—૦ |
| ૪ | સત્યસંગ આશ્રમ ભજનાવળી ભાગ ૧ | કી. રૂ. ૦—૧—૦ |
| ૫ | વિદેહ મુક્ત પારખપદ ગુરૂગમ ગીતા. તથા સત્ય નામની કથા અને સંઝાપાઠ. | કી. રૂ. ૦—૮—૦ |
| ૬ | સત્યસંગ આશ્રમ ભજનાવળી અર્થ સાથે ભાગ બીજો અને સત્ય નામની કથા | કી. રૂ. ૦—૨—૦ |
| ૭ | સત્ય ગુરૂ કબીર સત્ય ઉપદેશ ભજનાવળી | કી. રૂ. ૦—૪· |
| ૮ | કબીર સત્ય તારણ જ્ઞાન | કી. રૂ. ૦—૬ |

(મળવાનું ઠેકાણું) ૧ સંત મયાદાસ ગુરૂશ્રીદામોદર સાહે
મુ. જંબુસર જીલ્લે ભરૂચ દેશ ગુજરાત.
ઠે. સત્યસંગ આશ્રમ કબીર મંદિ
૨ બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે
ઠે. ત્રણ દરવાજા—અમદાવાદ.